# પ્રાણીઓનું

   પાલન.




લેખક.

મીસ પીલાં ભીખાજી મકાતી.

બાર્યા સ્ટ્રીટ નવસારી.



આવૃત્તિ ૧ લી — માહે જુન ૧૯૨૪.

પ્રત ૫૦૦૦

મુલ્ય રૂ. ૦-૪-૦

પ્રકાશક:—

મુંબઈની શ્રી જીવદયા મંડળી.

૩૦૯ શરાફ બજાર મુંબઈ ૨.

શ્રી જૈન ભાસ્કરોદય પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું

૩. પારસીગલી થઈ અગીઆરી લેન મુંબઈ નં. ૩

# મુંબની શ્રી જીવદયા મંડળી તરફથી બહાર પડેલું
## જીવદયાને લગતું સાહિત્ય ( ગુજરાતી–મરાઠી )

૧૧૯૭૭

| | પુસ્તકનું નામ | લેખક | કિંમત. |
|---|---|---|---|
| ૧ | અન્નફળ શાકનો ખોરાક બનાવવાની સરળ રીતો ભાગ ૧ લો | જે. એન. માન્કર | ૦–૪–૦ |
| ૨ | જીવદયા અને માંસ ખાવાની મનાઈ | મીસ પીલાં બી. મકાતી | ૦–૪–૦ |
| ૩ | પશુપાલન | ” ” ” | ૦–૪–૦ |
| ૪ | મનુષ્યને યોગ્ય કુદરતી ખોરાક | જે. એન. માન્કર | ૦–૨–૦ |
| ૫ | માંસના ખોરાકની શરીર ઉપર થતી અસર, | ” ” ” | ૦–૨–૦ |
| ૬ | શરાબ કે શયતાન | ” ” ” | ૦–૧–૦ |
| ૭ | માંસના ખોરાકથી થતાં ભયંકર દરદો. | ” ” ” | ૦–૦–૬ |
| ૮ | દારૂથી નીપજતાં ભયંકર પરિણામો. | ” ” ” | ૦–૦–૬ |
| ૯ | તંદુરસ્તીના નિયમો (ગુજરાતી) | ” ” ” | ૦–૦–૬ |
| ૧૦ | ” ” ( મરાઠી ) | ” ” ” | ૦–૦–૬ |
| ૧૧ | માંસના ખોરાકથી થતાં ( ” ) ભયંકર દરદો | ” ” ” | ૦–૦–૬ |
| ૧૨ | દારૂથી નીપજતાં ( ” ) ભયંકર પરિણામો. | ” ” ” | ૦–૦–૬ |
| ૧૩ | મુસ્લીમ રાજમાં ગૌરક્ષા ગુજરાતી | ડા. સૈયદ મહમદ | ૦–૦–૬ |
| ૧૪ | ” ” ” ( મરાઠી ) | ” ” ” | ૦–૦–૬ |
| ૧૫ | ” ” ” ( હિંદી ) | ” ” ” | ૦–૦–૬ |

પ્રચાર અર્થે સામટી નકલો લેનારને સારૂં કમીશન આપી શકાશે. વધુ વિગત માટે લખોઃ–

ઓનરરી સેક્રેટરી

મુંબઈની શ્રી જીવદયા મંડળી, ૩૦૯ શરાફ બજાર મુંબઈ ૨.

# વિજ્ઞપ્તિ

ન પીલાં. બી મકાતીની લખેલી આ બીજી ચોપડી શ્રી જીવદયા મંડળી તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે. તેમનાં પ્રથમ પુસ્તક "જીવદયા અને માંસ ખાવાની મનાઇ" બાબત વર્તમાનપત્રો અને જાહેર પ્રજા તરફથી સારી પ્રશંસા થવા પામી અને જે સરળ રીતે સામાન્ય વાતો ધર્મના અને બીજા વિદ્વાનોના આધાર સાહત તેઓ પોતાના લેખમાં લખે છે તે અસરકારક જણાતાં "પ્રાણીઓનું પાલન" નામનો આ બીજો લેખ વાંચક વર્ગ સમક્ષ અમો રજુ કરીએ છીએ. અને આશા રાખીએ છીએ કે જે મહેનત અને સમયના ભોગે લખકે આવું ઉત્તમ પુસ્તક વાંચક વર્ગ સમક્ષ રજુ કર્યું છે તેને એકાગ્રચિત્તથી વાચી તેનો યોગ્ય ઉપયોગ થશે તો તે લીધેલી મહેનત અને આપેલો ભોગ સફળ થયો ગણાશે.

પ્રાણીઓના પાલનના વિષયમાં લેખકે સર્વ સૃષ્ટ જીવોની અગત્યતા બતાવી તેના પાલનની ભલામણ કરી છે અને જુદાં જુદા પુસ્તકોના આધારથી વિષયને ઘણો સરળ બનાવવા ઉપરાંત અસરકારક બનાવ્યો છે. અને તેથી અમને ખાત્રી છે કે વાચક વર્ગને તે ઘણો ઉપયોગી થઇ પડશે, બેન પીલાંની અભ્યાસી ટેવ લેખક વૃત્તિ અને પારમાર્થિક વિચારો માટે અમે ખાસ ધન્યવાદ આપીએ છીએ અને તેઓ તેમની આ પ્રવૃત્તિમાં આગળ વધી મનુષ્યો અને પ્રાણીઓનું અધિક ભલું કરે તેમ ઇચ્છીએ છીએ.

છેવટમાં આ પુસ્તકની ૨૦૦૦ નકલો છપાવવાનો ખર્ચ **શેઠ. સારાભાઇ ભોગીલાલ ઝવેરીએ** આપવા કૃપા કરી છે, તેથી તેમનો અમે અંતઃકરણ પુર્વક આભાર માનીએ છીએ.

વાંચક વર્ગ આ પુસ્તકને બરાબર વાંચી તે બાબતમાં પોતાનો અભિપ્રાય અમને મોકલશે તો ઉપકાર થશે.

લી૦

૩૦૯ શરાફ બજાર મુંબઇ
તા. ૧-૬-૧૯૨૪

લલ્લુભાઇ દીપચંદ ઝવેરી
પ્રમુખ શ્રી જીવદયા મંડળી

# બે બોલ!

ઇશ્વરની કૃપાથી મેં માંસ ખાવાની કુટેવ તો છોડી, પણ તે સાથે મને તુરતજ ભાન થયું કે બીજાં મારાં માંસાહારી ભાઇબંધોને મેં શા માટે છોડયું તે બતાવી આપવું જોઇએ? અને મારા આવાજ ખ્યાલે મને કલમ ઉપાડવા ઉશ્કેરી! એટલે જનસમાજના હિત અર્થે આ મારૂં નાનકડું બીજું પુસ્તક વાંચકવર્ગ સમક્ષ ધરવાની હિંમત કરૂં છું.

કેટલાંકો પ્રશ્ન કરે છે કે માંસ શા માટે ખાવું ન જોઇએ? અને ખોરાક કયો ખાવો જોઇએ? આ સઘળા પ્રશ્નોનો, ઉત્તર માત્ર આ નાનકડું પુસ્તક તમને આપી શકશે! એટલે હું અત્રે કંઇ વધુ લખી વાંચકને કંટાલવા ઇચ્છતી નથી. પણ મને લખ્યા વિના ચાલતું નથી કે કેટલાંક લોક જેઓ ધર્મને નામે માંસ ખાય છે, તેમના એ વિચારો હાસ્ય સરીખા છે. ધર્મમાં માંસની મનાઇ કરી છે; ને તેમ સાબિત કરવા પ્રત્યેક મોટા ધર્મોના ચુનંદા મતોનો આ નાનકડા પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જેથી તે વિષે પણ અત્રે કહેવા જરૂર નથી.

છેવટે શ્રી જીવદયા મંડળી અને તેના દયાળુ પ્રમુખ શ્રીયુત લલ્લુભાઇ દીપચંદ ઝવેરીનો ખાસ આભાર મ નું છું કેમકે આ ચોપડી વાંચકના હાથમાં આવે છે તે મંડળીનેજ આભારી છે. આ પુસ્તકમાં ભાષા, પ્રુફો વગેરે જોઇ આપવા મંડળીના આસીસ્ટંટ સેક્રેટરી રા. જયન્તિલાલ માન્કરે ભારે મહેનત લીધેલી હોવાથી એ ભાઇનો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે.

વાંચક વર્ગ પુસ્તકનો યોગ્ય ઉપયોગ કરશે તો અમારી સર્વની મહેનત સફળ થઇ લેખાશે.

લી૦

બાર્યાસ્ટ્રીટ
નવસારી તા. ૧-૫-૨૪

મીસ પીલાં ભીખાજી મકાતી.

# પ્રાણીઓનું પાલન.

—:⁂:—

લખનાર—મીસ, પીલાં ભીખાજી મકાતી.

—:⁂:—

स्वमांसं परमांसेन यो वर्धयितुमिच्छति ।
अनभ्यर्च्य पितॄन् देवांस्ततोऽन्यो नास्त्यपुण्यकृत् ॥
वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत शतं समा : ।
मांसानि न खादेद्यस्तयोः पुण्यफलं समम् ॥
मांस भक्षयिता मुत्र यस्य मांस मिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिण ॥

## અર્થ.

"જે માણુસ પોતાનું માંસ બીજાનું માંસ ખાઈને વધારવા ઇચ્છે છે માત્ર પિતૃઓને અને દેવોને અર્ચવાના પ્રસંગ સિવાય તેનાં કરતાં વધારે પાપી બીજુ કોઇ નથી. વર્ષે વર્ષે એક અશ્વમેધ એમ સો વર્ષ અશ્વમેધ યાગ જે કરે, અને જે માંસનો ત્યાગ કરે, એ બેનું પુણ્ય સરખુ છે. મને (માં) એ (સઃ) ત્યાં (પરલોકમાં) ખાશે, જેને હું અહિં ખાઉછું એ કારણથી માંસને માં અને સઃ શબ્દ મેળવી "માંસ" કહે છે.

## પ્રાણી એટલે શું ?

પ્રાણી એટલે શું ? જવાબ મળશે કે માણસ! પણ નહિ પ્રાણીનો અર્થ માણસમાંજ સંપૂર્ણ સમજાતો નથી. પ્રાણી એ શબ્દ પ્રાણ (Prana) સંસ્કૃત શબ્દ પરથી ઉત્પન્ન થયેલો છે. ત્યારે તમે પ્રાણી એટલે શું એ જાણો છો ? પ્રાણી એટલે જીવવાળા પ્રાણી. પ્રત્યેક માણસમાં પશુપંખી અને જીવ જંતુમાં અમુક નાનો યા મોટો જીવ રહેલો છે અને તે મુજબ આપણા જોવામાં આવતાં પ્રાણી એ સઘળાં જીવવાળાં પ્રાણી છે.

આ સૃષ્ટિ ઈશ્વરે પેદા કરી છે; ને તેણેજ આ સઘળું ઉત્પન્ન કર્યું છે; એમતો એક બાળ પણ કહેશે એમાંતો કશો સંદેહ નથી. ત્યારે તમો મને કહેશો કે ગાય ગોસ્પંદોને કોણે પેદા કર્યાં ? જવાબ મળશે કે ઈશ્વરેજ! ત્યારે આ ઉપરથી તમો વાંચક જોઈ શકશો કે ગાય ગોસ્પંદ એ પણ ઈશ્વરનાજ પેદા કરેલાં જાણદાર પ્રાણીઓ છે, ને તેમને જીવતા જોવાં ખુદા રાજી છે. જેમ મનુષ્યને જીવવાનો હક છે, તેમ પ્રાણીઓનેબી છે. માટે તમારે તેમને તમારીજ માફક સ્વતંત્રતા ભોગવવા દેવી જોઇએ.

## સામાન્ય સ્વતંત્ર પ્રિયતા.

સ્વાભાવિક રીતે માણસનું મન સ્વતત્રતા ઇચ્છે છે, એટલુંજ નહિ. પણ નિષ્કપટ પશુનુ મન પણ સ્વતંત્રતા ચાહે છે, સ્વતંત્ર પ્રિયતા જીવમાત્રોનાજ મનમાં પ્રબળ છે. નાનું બાળક પોતાના નાના હાથ પગ સ્વતંત્રતાથી હલાવીને નિરંતર રમે છે, તેના તે હાથ પગની ગતિ જો રોકીએ તોતે રડવા માંડશે. આ શાથી ! કારણ માત્ર એજ છે કે આપણે તેના સુખમાં ખલલકરી !

જગનું કોઇબી પક્ષી સ્વતંત્ર ભાવથી આનંદભેર આકાશમાં

ઉડતું હોય તેને તમો પકડો તો તે પોતાની ચાંચવતી ઘા કરશે, અને હરેક રીતે તમારા હાથમાંથી છુટી ઉડી જવાનો પ્રયત્ન કરશે, અને લોહી લુહાણ થાય તથા તેનાં પગ ને પાંખો નકામાં થાય તો પણ મરતા સુધી છુટવાને માટે ફાંફાં માર્યાં કરશે. અહા! કેવી તેની અજાયબ જેવી સ્વતંત્ર પ્રિયતા! સ્વતંત્રતાનો રસ જેણે ચાખ્યો છે, એનો મર્મ જેઓ જાણે છે, તેઓ સમજી શકશે કે જેમ ઇનસાનને તેનો જીવ વહાલો છે, તેમ પક્ષીઓને પણ છે.

## માંસાહાર નિષેધ.

જીંદગીના નિભાવ અર્થે મનુષ્યને શાની જરૂર છે? માત્ર સારા ખોરાકની! (Good food)! સારી હવાની!! નહિ કે પ્રાણીઓની કતલ કરી તેમનું માંસ ખાવાની!!!

માંસ નહિંજ ખાવું જોઇએ એ માટે ઘણા ડોકટરો પોતાના મતો આપે છે. તેમાં સર રેનાલ્ડ માર્ટિન પોતાના Tropical climates નામના ગ્રંથમાં લખે છે કે—

The newly arrived European should content himself with plain breakfast of bread and butter Tea & Coffee and avoid indulgence in meat, fish eggs and butter toast.

હિંદુસ્તાનમાં નવા આવનારા અંગ્રેજોએ માત્ર રોટલી, માખણ યા ચાહ ને કોફીમાંજ સંતુષ્ટ રહેવું. માછલી માંસ ને ઇંડા વગેરેમાં વધારે ચાહ નહિં રાખવો એ તેમને માટે ઘણુંજ સારૂં છે.

## જીવહિંસા એ પાપ છે.

જીવહિંસા કરવી એ ઘણુંજ પાપી કર્મ છે. જેઓ માંસ ખાય છે, તેઓ પણ એકમતે કબુલ કરે છે કે પ્રાણીઓને

કતલ કરી તેનું માંસ ખાવું જોઇએ નહિં. ટુંકમાં માણસના સ્વભાવ ઉપર વિચાર કરીને જોવાથી સ્પષ્ઠ સમજાય છે કે જગદીશ્વરે આપણને જેવો સ્વભાવ આપ્યો છે અને બહારના વિષયની સાથે તેનો જેવો સંબંધ નિરૂપીત કરી રાખ્યો છે, તેમાં આપણને ખોરાક અર્થે જીવ હિંસા કરવાની તેની મતલબ થઇ શકતી નથી. તેણે આપણને દયા વૃત્તિ આપીને સંકેતથી આજ સંદેશો આપ્યો છે કે—જે જે કામ કર્યાથી દુઃખ ઉત્પન્ન થાય તે કામ યા તે રીતીથી કરવું જોઇએ નહીં. પ્રાણીઓ મરતી વેળા કેવી બરાડ મારે છે! કેવાં આંસું પાડે છે! અને પોતાના અંતકરણથી કસાઇ પર કેવી ખરાં જીગરની કદુવા મારે છે, એ સાંભળી યા જાણી કોણના અંતકરણમાં કરૂણાનો ઉદય ન થાય!

કેટલાકો કહે છે કે જો ખાવા માટે જીવહિંસા કરવી એ ઇશ્વરની મતલબ ન હોત તો સિંહ ને વાઘ જેવા વિકાળ પ્રાણીઓને માંસ ખાવા પેદા કરત નહિ! જ્યારે તેઓ પરમેશ્વરની આપેલી પ્રવૃત્તિના વશીભુત થઇને પ્રાણીની કતલ કરે છે, ત્યારે મનુષ્યને ખાવા માટે પણ જીવહિંસા કરવી એ તેનો મત છે. એમાં તો કશો સંદેહ નથી.

## માંસાહારની સ્વભાવ ઉપર થતી અસર.

માંસ ખાવાથી આપણી વાંછનાઓ તુચ્છ યાને હલકી બને છે, તેમજ તૃણ, પત્ર ને અનાજ વગેરે ખાવાથી નિકૃષ્ટ પ્રવૃતિ દુર્બળ થાય છે. એ માટે વધુમાં Tomber's Physiology માં લખે છે કે—

"બધા માંસ ખાનાર પશુઓ ઘણાંજ ઉગ્ર સ્વભાવના હોય

છે, કારણ કે માંસાહાર તથા તેને માટે પ્રાણીવધ આ બે કારણથી તેઓની જિઘાંસાદિ પ્રવૃત્તિ ઉત્તેજિત તથા વર્દ્ધિત થાયછે. એ પરિક્ષાથી પણ જોવામાં આવે છે. એક કુતરાને સર્વદા ભાજી-પાલાનો ખોરાક ખવાડીને તેનો ઉગ્ર સ્વભાવ ઓછો કરીને સ્નિગ્ધ સ્વભાવની વૃદ્ધિ કરવામાં આવી છે, તેવીજ રીતે જો સર્વદા માંસ ખવાડવામાં આવે તો તેનો ક્રોધ પ્રબળ થઇ શકે છે. પ્રાણીઓનો વધ કરીને માંસ વેચનારનો કુતરો ઘણો હિંસક તથા નિર્દય થાય છે. તેનું કારણ પણ આવુંજ છે. શબ ખાનાર કુતરાની અસામાન્ય ઉગ્રતા તથા હિંસકતા પ્રસિદ્ધ છે. વાઘના જેવા હિંસ્ત્ર સ્વભાવના ઘણું કરીને કોઇ પણ પ્રાણીઓ જોવામાં આવતાં નથી, પરંતુ ભાજીપાલો ખવાડવાથી તેની પણ હિંસ્ત્રતા ઓછી થઇને સ્નિગ્ધતાની વૃદ્ધિ થાય છે. એક માણસે એક વાઘના બચ્ચાંને પકડીને કેટલોક વખત તેને વનસ્પતિનો ખોરાક ખવાડયો તેથી તે વાઘની હિંસક વૃત્તી એવી દમન થઇ હતી કે તેને છુટો કરતા ઘેરની આસપાસ ફરતો હતો, ને હાથથી ખાવાનું આપ્યાથી તે ખાતો હતો. તેથી તે કોઇની હિંસા કરતો ન હતો સર્વદા માંસ ખાવાથી ક્રૂરતા વધે છે, ને વનસ્પતિના ખોરાકથી અંતઃકરણ નરમ થાય છે. આના જેવો બીજો માંસ ખાવાનો દોષ કયો છે!"

માંસ ખાનારા મનુષ્યો ઘણાંજ ક્રોધી હોય છે, જ્યારે ફળને વનસ્પતિ ખાનારાં યાને માંસને ધિકકારનારાઓના સ્વભાવ નમ્ર હોય છે, તેમ કેટલાક વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે. ન્યુઝીલંડના માણસો આજ સુધી માંસના પુજારી છે, તેમજ જુના અમેરીકન લોકો પણ માંસ ખાનારાઓ છે, ને તેથી તેઓ જંગલી ને નિર્દય પ્રજા નામે ઓળખાતી આવી છે. તેમાં ચીનાઓ તો અતિશય છે, અને તેથીજ તેઓની વિક્રાળમાં

ખપે છે. આ પ્રકારે માંસ ખાનારાં પશુઓની પેઠે માંસ ખાનાર માણસોની વૃત્તી ઘાતકી ને તેનો બહિષ્કાર કરનારની લાગણી કોમળ છે.

જે મનુષ્યોમાં સહેજબી દયા છે તે પશુ પક્ષીની કતલ થતી જોઇ જરૂરજ દુઃખી થાય છે. માંસ વેચનારાઓ વારંવાર પ્રાણીનો વધ કરવાથી એવા કરૂણા વિનાના થઇ જાય છે કે તેઓ આ નિર્દય પાપી કર્મ કરવામાં કાંઇ પણ આંચકો ખાતા નથી, તેઓના પ્રચંડ તથા નિર્દય સ્વભાવ સર્વ સાધારણોને જણાવે છે. કેટલાક દેશોમાં હજીબી એવા ધારા છે કે ન્યાયાલયમાં મરણ જીવનનો ન્યાય આવે તો તેઓ જુરર (પંચ) થઇ શકતા નથી. એટલા માટે માંસ ખાનારાઓ માંસ ખાઇને કેવળ પોતાનીજ ખરાબી કરે છે, એટલુંજ નહિ, પણ તે પ્રાણીઓના ઘાતકોને પશુ સરખા કરી મુકે છે.

## મનુષ્યોનો ખોરાક.

મનુષ્યોનો કેવો ખોરાક જોઇએ, યા એવા કયા ખોરાકથી તે સંતોષ પામે, એના જવાબો પશ્ચીમ દેશના વિદ્વાનોએ ઘણા આપેલા છે.

§Dr. Josiah Oldfield writes in the "Daily Herald":—I have been working at the diet problem ever since those early days when, without a penny, I determined that I would get an Oxford degree, or die in the attempt.

When you have to earn your day's food in your spare time (my spare time was from 5-30 to

---

§New Reformer Nos. II No, 5

7-30) you learn more about food values in a week than you can gather from a text book in a year.

I learned that brown bread, cheese, wheat, rice, onions and monkey nuts kept up my strength and staved off hunger better than meat, and so I began as an undergrad to "Fruitarc" and have ever since blessed the day. I began to live wholly upon the "kindly fruits of the earth."

Gradually I found that my health and stamina improved. My old chronic headaches were reduced, and my inertia was replaced.

I became a conscientious convert to the fruitarian dietary, and then I discussed it with my fellow workmen in the stone breaking yard.

"It's all very well for you" they said "who only break stones two hours a day, to live without meat, but a real hard working man must have his meat."

I discussed it with my tutor, Scott Holland, "It's all very well," he replied, "for men who work with their muscles to live like the peasants of the world over on grains and vegetables and pulses and fruits; but for men who have to nourish an active brain, meat is a necessity"

These criticisms were mutually destructive, and so I stuck to the habits of Father Adams and faithful Daniel and have been amply rewarded.

Since then from my observations on thousands of sick people in hospital and in private life from my examination of men, women and children in many climes and countries and under all sorts and conditions of life I have come to the definite conclusion that men would be happier internally, would be more free from minor ailments and worries; would enjoy their food with a clear appetite, would escape many of the modern digestive ailments, would recover more quickly from injuries, and would have a more extended life and a more painless death if they lived upon a rightly selected fruitarian dietary and gave up all forms of fish, flesh and fowl.

What is the modern discovery of vitamins? Really little more than our ancestors discovered when they said "An apple a day keeps the docter away" or recited the old jingle.

"In spring time take your saladies.

To keep away all maladies."

The juices of fruits and vegetables and salads are what our ancestors called "blood purifiers"

and specifically the apple tribe tends to prevent the coming of old age; while salads and vegetable juices guard the body against those mysterious ailments which, in their milder and earlier forms cause headaches, weariness, lack of energy, loss of teeth, and wandering pains; in their more severe and later stages they are recognised as belonging to the scurvey class.

Men will live longer and more healthily if they follow their natural ancestral dietary or fruits, grain, nuts, vegetable and salads, with milk, cheese, eggs and honey remembering that they are physiologically and anatomically fruit eaters and not flesh eaters."

## માંસાહાર અને શારિરિક નિર્બળતા

કેટલાકો કહે છે કે પ્રાણીઓને માણુસના ભલાં માટે ઉત્પન્ન કર્યાં છે. અને માણુસને તે કોઇબી રીતે ઉપયોગી થઇ પડે એમાં અજાયબ થવા જેવું કાંઇ નથી. કારણ કે એ તેનો ખાસ હેતુ છે. પણ આ મતને સત્ય કદિબી ટેકો આપી શકે નહિ. અલબત કેટલાંક પશુઓ મનુષ્યને ઉપયોગી છે. પણ તેથી એમ પણ કહી શકાતું નથી કે તેમને જીવતાં જીવત કાપી ખાઇ જવાની એક ઇનસાનની ફરજ છે. વળી આગળ જતાં માંસાહારીજ કહે છે કે, માંસનો ખોરાક ખાવાથી તાકાદ અમને મળે છે, ને વનસ્પતિથી માણુના અધમણુ થઇ જઇએ છીએ. પણ આ તેમનું કહેવું કેટલું પ્રમાણીક છે, તેનો આપણે જરા

ખ્યાલ કરીએ. આપણે માન્ય રાખીએ કે સિંહને વરૂ યા વાઘ અને બીજાં એવાંજ પ્રાણીઓ એકમેકના માંસ ખાઇ બળ મેળવે છે. પણ આ બાજુ બકરાં, ગાય, હાથી, બળદ વગેરે ઘાસ ચારો ખાય છે, છતાં તેઓ બળવાન છે. એનું કારણ ત્યારે કોઇ માંસાહારી મને બતાવશો? આ કારણથી માંસથી બળ વધે છે એ તદ્દન પાયા વિનાની બાબત થઇ પડે છે. કારણ વાંચક અત્રે જોઇ શકશે કે શું માંસ ખાવાથીજ બળ વધે છે? ઉલટાં માંસાહારીને પેટમાં ચરબી (Fat) વધી જવાથી હરેક પ્રકારના રોગ ઉત્પન્ન થવાનો સંભવ છે. તે ઉપરાંત બીજા એવાજ અનેક પ્રકારના રોગથી તે પીડાય છે. ત્યારે માંસનો બહિષ્કાર કરનારાઓને શાબાશી છે જેઓ પોતાનું કર્તવ્ય સમજી તેનાથી દુર રહે છે.

આગળ ચાલો. શારીરીક વિદ્યાના બાહોશ ડોકટર ડબલ્યુ લોરેન્સે લખ્યું છે કે- માછલાં તથા માંસ ખાવાથી બળ અને સાહસની વૃદ્ધિ થાય છે. એ ડોકટરના એ શબ્દો તદ્દન શસ્ત છે. ને તેમ યુરોપ અને એશિઆની પ્રજાએ બતાવી આપ્યુ છે. સ્માઇડ આસરીયાર્ક, બુરાગ, તંગુલી, ટ્રેમશાડેલ ને લાપ્લાંડના રહેવાસીઓ ચાલુ માંસ ખાય છે, પણ આખાં જગતમાં એ પ્રજાના જેવી બીજી કોઇબી ખરાબ પ્રજા હસ્તી ધરાવતી નથી.

હિંદમાં માંસ વિરોધીઓ જેમણે વનસ્પતિનો ચાલું ખોરાક ચાલુ કર્યો છે, તેઓને માંસાહારી બંગાલી પ્રજા સાથે જરા સરખાવી જોશો, તો તમને માંસ વિરોધીઓ ઘણાં બળવાન નજરે પડશે. અગાઉ ગ્રીક અને રોમનોએ જે શુરવીરપણું બતાવ્યું હતું, એ વનસ્પતિના ખોરાકને આભારી હતું. તેમજ થર્મોપિલિ નામની જગાપર અગાઉ સ્પાર્ટનોએ જે મોટી લડાઈ કરી પોતાનું શુરવીર પણું જગતને રોશન કર્યું હતું

એ પણ વનસ્પતિનાજ ખોરાકનું પરિણામ હતું. આયર્લેન્ડનો મજુર વર્ગ માત્ર પપેટાપરજ પોતાનું ગુજરાન કરે છે. છતાં તેઓ માંસાહારી કરતાં વધારે બળવાન છે. આ ઉપરાંત સ્પેન, ઇટલી, ઑસ્ટ્રેલીયા હંગરી, અને નોર્વે જેવા દેશોમાં સઘળા લોકો વનસ્પતીપરજ પોતાનો ગુજારો કરે છે ને તે માટે તેમનું બળ એટલું બધું જગજાહેર થયલું છે કે, તેઓ એકી વખતે ૧૦-૧૧ મણ બોજો ઉંચકી શકે છે, એમ મનાય છે.

ઇગ્લાંડ અને અમેરિકા જેવા સુધરેલા દેશોમાં ફીલેડેલફીયા નામના શહેરમાં (બાઇબલ મુજબના) ખ્રીસ્તી ધર્મના જે માણસો વસે છે, તેઓ માંસ અને દારૂ લેતા નથી. એટલા માટે આપણી પણ આ એક ફરજ છે કે માંસ અને દારૂ છોડી દેવાં. હાલમાં અત્રે પ્રાણીઓના પાલન વિષેજ લખવામાં આવે છે. પણ પાછળથી દારૂ વિષે કંઇક વધારે વિસ્તારથી જણાવેલું માલમ પડશે.

હાલના જાણીતા વિદ્વાન ડૉકટરો સીલબેસ્ટર, ગ્રેહામ, એ. એસ. ફાઉલર. જે. અફ. ન્યુટન, સ્મીથ, ઓ. એ. આલકટ, બેકન અને બીજા એવાજ જાણીતા ડૉકટરોએ સાબીત કરી આપ્યું છે કે, ભાજીપાલાનો ખોરાક ખાવાથી તંદુરસ્તી સારી રહે છે, અને માંસનો ખોરાક ખાવાથી તંદુરસ્તીમાં બગાડો થઇને ફેફસાનું દરદ, ને ક્ષય જેવાં ભયંકર દરદો ઉત્પન્ન થાય છે, જ્યારે બીજી બાજુથી ઘણા રોગો ભાજીપાલાના ખોરાકથી મટી જવાના પણ અનેક દાખલાઓ આપેલા છે.

ડૉ. લેમ્બ અને ન્યુટને પોતાના કુટુંબમાં સદન્તર માંસનો બહિષ્કાર કરાવ્યો. તેમજ ડૉ. સ્મીથે વનસ્પતીના ખોરાકથી

ક્ષયનું દર્દ સારૂં કર્યું. પ્રખ્યાત શેલીએ કહ્યું છે કેઃ- જેટલા માણુસોએ માંસ ખાવાનો ત્યાગ કરી ભાજીપાલાનો ખોરાક શરૂ કર્યો છે, તેઓ નક્કીજ માનજો કે તમારે માટે સ્વર્ગના દ્વાર ખુલ્લાં છે. ઉપરાંત આ અવનિમાં દુઃખ રૂપી છટકામાં સપડાશો નહિં. અમેરિકાના ઘણાક ડોકટરોએ વનસ્પતિના ખોરાકની કેવી રીતે પરિક્ષા કરીને જોયું છે તે જાણવા ડો. નોર્થ નામના પ્રસિદ્ધ ગ્રહસ્થે જાહેર પ્રજાને દેખાડી આપ્યું છે. વળી ડો. રીજ, એલડેર્સન, પેલર્ડ અને ટેપને માંસથી થતા ગેરલાભ, ને લાભ વિષે પુષ્કળ ઉદાહરણો બતાવ્યાં છે. જે વેળા ઇગ્લાંડમાં પુર જોરમાં મરકી અને કોલેરા ફાટી નીકળ્યાં તે વેળા ડો. હાર્ડીજ ત્યાં બહુ પ્રીય થઇ પડયા હતા. કારણ, માંસ છોડવાથી શરીર નિરોગી રહે છે, એ બાબત તેણે તે વેળા જાહેર હેન્ડબીલો ને પુષ્કળ ચોપડીઓ બહાર પાડી અને અલબત કેટલાંકોને તેમ કરવાથી ફાયદો થયો હતો.

## વનસ્પતિ ખોરાક અને લાંબી જીંદગી

માંસ નહિ ખાવાથી થતા લાભમાં આ એક સૌથી શ્રેષ્ઠ લાભ છે કે (વનસ્પતિના ખોરાકથી) મનુષ્યની જીદંગી લાંબી થાય છે, અને તેના પણ અસંખ્ય દાખલાઓ મોજુદ છે. દાખલા તરીકે સોક્રેટીસ અને પ્લેટો જેવા વિદ્વાનો વનસ્પતિનાજ ખોરાકનું સેવન કર્યાથી આસરે સો અને દસ વર્ષો સુધી જીવ્યા હતા. વળી યાહુદી પ્રજામાં તપાસીએ તો તેમાંના કેટલાક લોકે માંસનો ત્યાગ કર્યો હતો. આ ઉપરાંત નોર્વે ને યુરોપ તેમજ રૂશીઆ જેવા બહોલા રાજમાંના લોકોએ માંસનો ત્યાગ કર્યો છે. ને સાદી રોટલી, સાદા ખોરાક તેમના સુખનું સાધન છે એમ તેઓ ખરાં જીગરથી માને છે.

ડો. સ્મીથ, Fruits & Farinacea Part III Chapter XV માં લખે છે કેઃ—

"હમણાં રૂશીઆમાં ગ્રીક ચર્ચ નામના ખ્રીસ્તી પંથમાં સામેલ થયલા માણુસોનું વર્ણન મહ્યું. છે. તેમાં હજારો માણુસો સો વર્ષથી વધારે ઉમરનાં છે ને ઘણાંકો ૧૪૦–૧૫૦ વર્ષની ઉમર સુધીના પણુ છે. મેકસિકોના ફળમુળ અનાજ ખાનારાઓ આદિમ રહેવાસી લોકોમાં ઘણાં સો વર્ષના થાય છે, તે છતાં તેમના વાળ સફેદ તથા શરીર જરા ગ્રસ્ત થતું નથી. અમેરિકા ખંડના પશ્ચિમ તરફના ઇંડયા નામના ટાપુમાં વસેલા, વનસ્પતિનો ખોરાક ખાનારા હબસીઓ એટલી બધી લાંબી ઉમરના છે કે તેઓ ઘણીક વેળા ૧૪૦–૧૫૦ વર્ષો સુધી જીવે છે"

આ ઉપરાંત બીજા અસંખ્ય એવાં દ્રષ્ટાંતો ઇતિહાસ ને બીજા એવાંજ પુસ્તકોપરથી માલમ પડે છે. ઇંગ્લાંડમાં વૃદ્ધપાર નામનો પસિદ્ધ ગ્રહસ્થ માત્ર માખણુને પનિર તેમજ દૂધને ફળફળાદી ઉપર ગુજારો કરી ૧૫૨ વર્ષ સુધી જીવ્યો હતો. અમેરિકાનો જાણીતો મચ્છીમાર પ્રાટ, વનસ્પતિનાજ ખોરાકપર ૧૧૬ વર્ષ સુધી જીવ્યો હતો. વળી ઓલ્હિવામ નામનો એક ગરિબ ખેડુત એજ ખોરાકપર ૧૪૪ વર્ષ સુધી જીવ્યો હતો. ને વધુમાં તેને માટે અજાયબ થવા જેવું તો એ હતું કે સો વર્ષની જીંદગીમાં તે એક બી દિન માંદો પડયો ન હતો. વળી આપણો જાણીતો લેખક બેકન ૧૧૫ વર્ષ સુધી જીવ્યો હતો. તપાસ કરતાં આવા અસંખ્ય દાખલાઓ નજરે પડે છે, પણુ આ એક નાનકડા પુસ્તકમાં તે બાબતમાં આટલુંજ કહેવું બસ થશે કે જેથી વિશેષ અગત્યના મુદ્દાઓ રહી ન જાય.

## રસાયન શાસ્ત્રનો આધાર

ઉપલા દાખલાઓ તો ડોક્ટરોએ સિદ્ધ કર્યા છે, હવે રસાયન શાસ્ત્રી તરફ જરા નજર ફેંકો જેમાં લિબીગ અને લેમાન જેવા બાહોશ અભ્યાસીઓએ એવું સિદ્ધ કર્યું છે કે, વનસ્પતિનો ખોરાક ખાનારાઓનું લોહી, માંસ ખાનારાઓના લોહી કરતાં વધારે સ્વચ્છ હોય છે, ને તેમ તેઓએ એક માણસનું લોહી બહાર કાઢી બતાવ્યું છે.

ડો. જોન સ્મીથ, એક સ્થળે લખે છે કે-

In the absense of claws and other offensive weapons in the form af the incisor, crepid, and molar teeth; in the articulation of the lower jaw; in the form of the Liggomatic arch; in the size of the temporal and marseter muscles and salivary gland; in the length of the alimentary canal: in the size and internal structure of the colon and culeum; in the size of the liver, and in the number of perspiratary glands in all these respects men closely resemble herbivorous class of animals.

વળી, ડબલ્યુ લોરેન્સ પોતાના એક પુસ્તકમાં લખે છે કે,

Thus we find, whether we consider the teeth and jaws, or the immediate instruments of digestion, the human structure closely resembles that of the simial; all of which, in their natural state are completely herbivorous.

એક બાજુ આવી રીતે માંસ નહિ ખાવા અનેક મતો વિદ્વાનો જણાવે છે જ્યારે બીજી બાજુથી માંસાહારી પોતે

જુઠો જાહેર થવાથી પોતાનું મત આપે છે કે, ઘાસ ચારો ખાનારા જીવજંતુઓ માંસ પચાવી શકતાં નથી અને માંસ ખાનારાં જનાવરો ફળફળાદી ને મુળ તેમજ શાકભાજી પચાવી શકતાં નથી, પણ માણુસ બન્ને પ્રકારનો ખોરાક જીરવી શકે છે, માટે માંસ અને વનસ્પતિ બી ખાવી જોઇએ. પણ એ બાબદ ફીલસુફીથી વિદ્વાનોએ કેવી સમજાવી છે તે હવે જુઓ! વાઘ કુદરતી માંસ ખાનારૂં પ્રાણી હોવા છતાં પણ તે વનસ્પતિનો ખોરાક પચાવી શકે છે; જ્યારે બીજી બાજુ ગાય, ઘોડા બળદ વગેરે ભાજીપાલો ખાનારાં પ્રાણીઓ માંસ પણ કદાચ પચાવી શકે ? માટે જ્યારે ઘણાં કારણોથી માંસનો ખોરાક નુકશાનકારક મનાય છે, ત્યારે પચે છે એવું કહીને માંસ મછી ખાવાનું કોઇ રીતે ઇષ્ટ નથી. મનુષ્ય હંમેશાં પરમેશ્વરની આપેલી શરીરની તથા મનની શક્તિઓને ગેરવાજબી રીતે વાપરતા આવ્યા છે. અજ્ઞાનાન્ધ જંગલી માણસોના આચાર વ્યવહાર જો વાજબી જણાય, તો ધર્મ અધર્મ તથા કર્તવ્ય અકર્તવ્યનો વિચાર કરવો એનાથી એકદમ દૂર થવું પડશે. જગતમાં એવી કેટલીક જાતો છે, જે માણસને મારી નાખી તેનું માંસ ખાય છે, અને તે દાખલાઓ આગલા જમાનાના અમેરિકાને આફ્રિકા જેવા દેશો પુરાં પાડે છે.

થિયોફ્રાસ્ટસ અને ડાયોજીનિસ નામના પ્રાચીન પંડીતોએ તેમજ વિશ્વવિખ્યાત ફ્રાંકલિન અને સર જોન લિકલેયે સ્પષ્ટ રીતે લખ્યું છે કે, માંસ ખાવાથી બુદ્ધિ મલિન તથા મંદ થાય છે. અને ફળફળાદિ ખાવાથી બુદ્ધિ ચપળ બને છે.

જીનો એપિક્યુઅર્સ, મંનિડયમસ, પિથાગોરાસ અને તેમના મતને મળતા બીજા જ્ઞાની માણસો, તેમજ પ્રાચીન

કાળના ગ્રીક જેવા બાહોશ દેશના પંડીતો અને મહા કવિ શેલી અને બાયરન જેવા આગેવાન માણસો માંસના ખોરાકથી અલગ હતા. વળી સર આઈઝેક ન્યુટન માટે એવું કહેવાય છે કે, જ્યારે તે સૃષ્ટિ સંબંધી લેખ યા પુસ્તક લખતો, તેટલા દિવસ તે માંસથી પરહેજ રહેતો.

## એક સરખું પાપ

કેટલાકો મને કહે છે કે, અમો પોતે પોતાના હાથે પ્રાણીઓને મારતાં નથી, પણ કસાઇઓ તરફથી કપાયા પછી અમે ખાઇએ છીએ, તો તેમાં અમારો શો વાંક? પણ તેઓએ જાણવું જોઇએ કે, તમે માંસ મછી ખરીદો છો તોજ તેઓ કાપેછેને? જો તમો વનસ્પતીનોજ ખોરાક શરૂ કરો તો તેઓ પશુઓને કાપીને કરે શું? એટલે માંસ ખાનાર અને કાપનાર બન્નેને એક સરખો કાયદો લાગુ પાડી પાપીમાં ગણી શકાય છે! માટે પ્રથમ જો તમો માંસ ખાશો નહિ તો ખચ્ચીતજ કસાઈઓ પ્રાણીઓના ભોગ લેતા અટકશે!

માંસાહારીનો બીજો પ્રશ્ન આ છે કે, અમો તો માંસ છોડવા તૈયાર છીએ, પણ ઘરના લોકો આડે આવી તેમ કરવામાં અમને ખલલ નાખે છે. તો શી રીતે અમો તે ખોરાક છોડી શકીએ? પણ એ માટે મારા એક લેખક મિત્ર મી. પાઉવાલા કહે છે કે:—

"ખુદાને પહોંચવાને જેમ મન મુખ્ય સાધન છે તેમ મનને તેના કામમાં મદદ કરવાને માણસને માટે તંદુરસ્તી જરૂરી સાધન છે. તંદુરસ્તીનો બીજી ચીજો સાથે મોટો આધાર ખોરાક પર રહે છે. જેમ વિચારોથી આપણું મન બંધાય છે તેમ ખોરાકથી તન બંધાય છે. ખોરાક ભૂખ

જોગો, સ્વચ્છ અને સાદો, નિમેલે વખતે, અને ખુબ ચાવીને લેવો જોઇએ.

"તન મન અને રવાન પવિત્ર રાખવા ઇચ્છતાં હોઇએ તો માંસ અને દારૂ વગેરે કેફી વસ્તુઓ સદન્તર છોડી દેવી જોઈએ. ગરિબ, નિર્દોષ, પશુ, પંખેરાં અને જાનવરોની જીવ જતી વખતની હાય નિસાસા સાથનુ (ઘણી વખતે દર્દી) લોહી આપણે આપણા લોહીમાં આમેજ કરી કેવી રીતે પવિત્ર અને તંદુરસ્ત બનવાની આશા રાખીએ? ગળાંપર છરી ફેરવી કે ફેરવાવી કેવી રીતે દયાળુ પિતાના દર્શનની તલબ ધરી શકીએ? તોપણ તમારા સંજોગો એવા હોય કે તમો જીગરથી એ ખોરાક તજવા ઇચ્છતાં હોય પણ તેમ નહિ બનતું હોય તો ધીરજ ધરજો. આ કારણસર સંસારમાં ખટપટ જગાડશો નહિ. તમો જીગરથી એ ખોરાક છોડવા ઇચ્છો એજ પુરતું છે. વખત આવશે અને ખુદા તમોને તેમાં મદદ કરશે. ચાલુ છુપી રીતે મનમાં ખુદાને અરજ કરતાં રહો કે, તેની અપાર શકિતથી તે તમોને એ મુડદાંના ખોરાકથી બચાવે. અંતરમાં તમો એ બાબદમાં સાચ્ચાં હશો તો તેમાં ખુદા તમને જરૂર કોઇ રીતે મદદ કરશે"

હિંદુ, મુસ્લીમ અને પારસી પ્રજામાં જેમ બકરાંનું માંસ ખવાય છે, તેમ ઇગ્લાંડની પ્રજા ગાય અને ડુકકરનું માંસ ખાય છે. અને જો ખરૂં પુછો તો હિંદની પ્રજાએ એ ઇગ્લાં-ડનીજ નકલ કરી માંસ ખાવાની ફેશન બનાવી છે. "પણ એકના પાપે આખુ વહાણ ડુબે" એ કહેતી મુજબ સઘળાજ હિંદીઓ અને અગ્રેજો માંસ ખાય છે એમ એથી પુરવાર થવું ન જોઇએ. એવા કેટલાક અંગ્રેજ વિદ્વાનો છે, જેઓ માંસ

નહિ ખાવાની બાબતમાં અથાગ શ્રમ ઉઠાવે છે, ને હાલમાં એવી એક મંડળી પણ સ્થપાયલી છે.

For the flesh of cattle or of the pig, Cysticerci may be found. They are generally visi ble to the naked eye as small round bodies; when placed under a microscope with low power their real nature is seen......In some countries they are extremely common cattle and have been a source of considerable trouble in North West India.

(Parke's Hygiene p. 216.)

ગાયનું માંસ બકરાંના માંસના જેવું શરીરને પુષ્ટિકારક છે, પણ સહેજમાં જીર્ણ થવાની સામગ્રી એમાં કદીજ નથી, એ કારણથી ઉપયોગ કરવામાં સાવચેતી રાખવી જોઇએ.

ગાયનું માંસ કેવળ પચવામાંજ ભારે છે એમ નથી. પણ તેમાં બીજા એવા અસંખ્ય અવગુણો છે. ગાયના માંસમાં એક જાતના કીડા થાય છે. કેટલીક ગાયોમાં એ કીડા એટલા તો ઝીણા હોય છે કે તે સુક્ષ્મદર્શક યંત્રની મદદ વિના દેખી શકાતા નથી; આ કીડાઓ માણસના શરીરમાં પ્રવેશ થવાથી બહુ ઇજા કરે છે.

આજ લાંબો વખત થયો હિંદમાં ઘણાઓએ ગાયના માંસનો ત્યાગ કર્યો છે, પણ તે અગાઉ હિંદમાં એ માંસનો ઉપયોગ થતો એમાં તો શક નથીજ! પણ આ પછી કેટલાક મહાન રૂષીઓએ ગાયની કતલ કરવાથી કેટલા ગેરલાભ છે

તેનો ઉપદેશ કર્યો; એટલે લોકોએ ધ્યાનમાં લઇ તેનો સદન્તર નાશ કર્યો. પણ દુર્ભાગ્યે એક બાજુએ આ માંસનો બહીષ્કાર થયો કે બીજીજ બાજુ બકરાંની કતલ થવા લાગી.

ઇગ્લીશ પ્રજામાં વળી સુવરનું માંસ ખાવાનો એક કુચાલો છે. પણ સુવરનું માંસ કવચીત્ એવું ઝેરી બની જાય છે કે જે ખાવાથી કેટલીક વેળા માણસો મૃત્યુને વશ થાય છે, ને તેના પણ અસંખ્ય દાખલાઓ મોજુદ છે.

Instances are not at all uncommon in which persons, after partaking of butcher's meat, have been attacked with serious gastro-intestinal symptoms (vomiting, diarrhoea and even cramp) followed in some cases by severe febrile symptoms, the whole complex of symptoms some what resembles cholera, at first and afterwards typhoid fever......Among the Mammalia the flesh of pig some times causes diarrhoea a fact noticed by Dr. Parks, India, and often mentioned by others. The flesh is probably affected by the unwholesome garbage on which the pig feeds. Some times pork, not obviously diseased, has produced choleric symptoms.

(Practical Hygiene. p. 219.

## શીતળાની રસી

મેં આગળ જણાવ્યું તેમ હિંદમાં સુવર,ગાય ને ડુકકરનું માંસ ખવાતું નથી, ને એ સારી વાત છે, પણ કમનસીબે શીતળા યાને સૈયદ વેળા ગાયને કાપી તેની રસી મુકવામાં આવે છે, પણ આપણે આગલ વાંચ્યુ તેમ તેમાં જંતુઓ હોવાથી, જો તે જંતુઓ શરીરમાં પ્રવેશ થાય તો તે રસી મુકાવનારનું મરણ થાય છે; અને તે બાબત સંપૂર્ણ ખાત્રી કરી આપણા નામીતા વેજીટેરીયન મી. લાભશંકર લક્ષ્મીદાસે એક હેન્ડબીલ બહાર પાડયું, જે પીખાઈ જવા કરતાં આ ચોપડી સાથેજ સચવાઇ રહે એવા ઇરાદાથી અત્રે એમને એમજ આપી દઉછું.

(૧) ચૌદ વર્ષનો એક અંગ્રેજ છોકરો, સોળ વર્ષની એક અંગ્રેજ છોકરી અને એક નાનું બાળક સીતળાની રસીના ઝેરથી મરી ગયાં છે. બામ્બે ક્રોનીકલ, તા. ૨૯-૩-૧૯૨૩

(2) Several papers, including the Pall Mall Gazette (January 9th), report "the death following vaccination of the five months old son of a house painter of Pimlico, named Herringeten.

(Vaccination Inquirer London, Feb. 1923.)

સીતળાની રસીને વાછરડાના પરૂમાંથી બનાવવામાં આવે છે. તે માણસના શરીરમાં દાખલ કરવાથી કેટલાં બધાં બાળકો તેમંજ મોટી ઉમરના સ્ત્રી પુરૂષો જીવલેણ બિમારીથી પિડાઇને મરી જાય છે. સીતળાનું દરદ અટકાવવા તે રસી કેવી છે, ને તે રસી ફરજીયાત મુકવા માટે ગરિબ લોક પર કેટલો જુલમ થાય છે એ સંબંધી સત્તાવાર હકીકતો પ્રસિદ્ધ કરવા માટે અંગ્રેજોએ નીચેની એક મંડળી સ્થાપી છે.

"The National Anti Vaccination League"
("A Mischievous University Dogma")

(૩) કાઠીઆવાડમાં નાના બાળકોને રાજ્યોના શીળી કાઢનાર તરફથી જે દુઃખ થાય છે તે દુઃખ લખ્યું લખાય નહિં તેવું છે. (કાઠીઆવાડ ટાઇમ્સ, તા. ૨૬-૯-૧૯૨૦)

(૪) મહુવામાં--શીળી ડોકટરોના પગાર વધ્યા કોઈને ઘેર શીળી કાઢવા જવાની ફ્રી ઠરી વહાણનાં ભથાં મળ્યાં, તોએ લોભનો અંત નહિ. જેના હાથમાં છુરી આવી તે શું શું ઘાતકીપણાં ન ગુજારી શકે? પૈસાને ખાતર નાનાં બાળકો અને નિરદોષ ઓરતો પર બસ સીતમજ ચાલે!

(સૌરાષ્ટ્ર તા. ૧૦-૩-૧૯૨૩)

## દારૂથી થતાં નુકશાન.

હવે આપણે દારૂની બાબત તરફ આવીશું. પણ કોઇ કહેશે કે દારૂને "જીવદયા" સાથે શો સંબંધ છે? આપણે જાણીએ છીએ કે માણસ એ પણ જીવવાળુ પ્રાણી છે; પણ પશુ ને માણસમાં માત્ર આ આટલોજ તફાવત છે કે પશુ પક્ષી વાચા વિનાના અને માણસ વાચાવાળાને જ્ઞાની છે; પણ આજ જરા જુઓ તો ખરા કે વાચા છતાં મનુષ્યો પશુ માફક બને છે. કરણ જો વાચાનો મનુષ્યો ઉપયોગ કરતે તો શું દારૂ જેવી જીવલેણ વસ્તુઓને તેઓ અડકતે? દારૂથી ફેફસાંઓ ચવાઇ જઇ મૃત્યુવશ થાય છે; ને નાહક જીભલીના સ્વાદ ખાતર આજ કરોડો લોકો માર્યા જાય છે. આવી આફતમાંથી, આવી કુટેવમાંથી લોકોને બચાવી જીવ ઉગારવા એ જીવદયા છે.

દારૂથી કેવાં ભયંકર પરિણામો નિપજે છે, એનો આબેહુબ

ચિતાર "The Bombay Temperance Repository, No II, III માં આપવામાં આવ્યો છે.

બહુદર્શી વિખ્યાત સેનાપતી ડ્યુક ઑફ વેલીંગ્ટને વારંવાર કહ્યું છે કે, દુરાચારી બ્રિટીશ લશકર જેટલાં ખરાબ કામો કરે છે તેનું મુળ કારણ માત્ર દારૂ સિવાય કંઇ નથી. વળી સેરીફે ગ્લાસ્ગોની હકીકત લખતાં વધુમાં જણાવ્યું છે કે, ત્યાં દર વર્ષે સરાસરી સંખ્યા કાઢતાં આસરે ૨૫૦૦૦૦ માણસો છાકટા થઇ મારફાડ કરી કેદમાં પડે છે. વળી કરનલ સાઇકસે દારૂ વિષે લખતાં તેનાં કેટલાક પ્રમાણો પણ આપ્યાં છે, જે આપણે આગળ જતાં વાચીશું; પણ તે પહેલાં આ તો જાણવુંજ જોઇએ કે દારૂ પીવો એ પાપનું મુળ છે, કારણ દારૂ પીવાના પરિણામે આ અવનિમાં કંઇક દરજ્જે પાપનું પ્રબળ વધતું ચાલ્યું છે; ને વધુમાં બહી જેવા જાલેમ દુઃખના હજારો જીવડાંઓ શિકાર થઇ ચાલ્યાં છે.

કેટલાંકો કહે છે કે દારૂ પીવાથી શરીર નિરોગી ને તેમની જીદંગી સુખમાં જાય છે, પણ દારૂ ભવિષ્યમાં કેટલો હાનીકારક છે એના સેંકડો અભિપ્રાયો ડાકટરો તરફથી મલેલા છે, જે ઉપરથી તમને માનવુંજ પડશે કે દારૂ એ સુખનું સ્થળ નહિ પણ દુઃખનું ધામ છે. ડો. પરેરા એ એક મોટો ડાકટર અને અતિ પ્રમાણીક ગ્રંથ કર્ત્તા થઇ ગયો છે, તે લખે છે કે દારૂ પીવાથી અશ્મરી, પગનો સોજો, ઉદરી, કલેજાંનું દર્દ અને માથાંનું દર્દ તથા હોજરીના રોગો થાય છે. ડો. કુમ્બે પણ એમજ કહે છે કે દારૂ પીવો એ સુખાકારીને નાશકારક જેવું છે. ડો. કાર્પેન્ટરે તો એ બાબતનું ખાસ પુસ્તક "Use and Abuse of Alcoholic Liquors" નામે રચ્યું છે, જેમાં

દારૂથી નીપજતાં પરિણામો માટે સેંકડો વિદ્વાનોના મત એકઠા કર્યા છે, ને દારૂ નહિ પીવો એમ જણાવી ખાસ દાખલા દલીલથી સાબિત કરી આપ્યું છે કે ગાઉટ, કલેજાનું દરદ, મુત્રરોગ, ચામડીના રોગ, હાથપગની ધ્રુજારી, અને શરીર પર ચાંઠાં વગેરે દારૂ પીવાથી થાય છે

દારૂ પીવાથી થતાં દુઃખમાં મહા દુઃખ ગાંડાપણુ છે થોડાં વર્ષની વાત ઉપર દારૂથી નિપજતાં પરિણામો માટે શોધ-ખોળ કરવા એક મંડળી સ્થાપવાની લોકોની જિજ્ઞાસા થઇ. આથી ઇ. સ. ૧૮૪૪ માં એવી એક મંડળી સ્થપાઇ. જેઓએ ઇંગ્લાંડ વેલ્સના અઠ્ઠાણુ ગાંડાંઓના ઘરમાં તપાસ કરીને બાકીના ૧૨૦૦૭ ગાંડાંના વર્ણનો જાહેર પ્રજા સમક્ષ બહાર પાડયાં અને તેનું કોષ્ટક તેઓએ નીચે મુજબ આપ્યું.

| વર્ષ | ઘેલાંઓની સખ્યા | મા બાપ તરફથી વારસામાં મળેલું ગાંડાપણું | જેના ઘેલા થવાનું કારણ નિરૂપિત થયુ નથી | ત્રણો દારૂ પીવાથી ઘેલા થયલાની સંખ્યા |
|---|---|---|---|---|
| ૧૮૪૦ | ૧૪૯ | ૩ | ૩૪ | ૨૦ |
| ૧૮૪૧ | ૧૫૭ | ૨૦ | ૪૪ | ૩૦ |
| ૧૮૪૨ | ૧૯૯ | ૫૪ | ૨૦ | ૪૬ |
| ૧૮૪૩ | ૩૨૭ | ૧૧૬ | ૩૮ | ૩૧ |
| ૧૮૪૪ | ૩૯૦ | ૭૭ | ૪૧ | ૫૩ |
| ૧૮૪૫ | ૬૬૭ | ૪૭ | ૩૮ | ૯૦ |
| ૧૮૪૬ | ૪૧૪ | ૪૯ | ૬૨ | ૧૦૫ |
| એકંદર | ૨૩૦૩ | ૩૬૬ | ૨૭૭ | ૩૭૫ |

સ્કોટલાંડમાં આવેલાં એબરડીન ને ડંડી જેવા મોટા શહેરોમાં હોસ્પીટલો છે, જેમાં આસરે ત્રણસે દરદીમાં ૨૮૬ દર્દી

દારૂથી નિપજતાં રોગમાં સપડાયા છે; એમ દર વર્ષ રીપોર્ટોમાં બહાર પડે છે. આસરે દસ વર્ષની વાત ઉપર અમેરિકન બાનુઓ અમેરિકામાં દારૂની દુકાનપર ભેગી મળી પીકેટીંગ કરવા લાગી; જેમાં તેઓ ફતેહમંદ નીવડી, કારણ ઘણી દારૂની દુકાનો તેઓએ બાળી નાખી ને સદન્તર દારૂ પીવાનો નાબુદ કર્યો; પણ વર્ષ બે વર્ષ પછી તે પાછું શરૂ થયું એટલે હાલમાં પાછી તેઓ બહાર પડી, અને તે અટકાવવા અનેક પ્રયાસો કરે છે.

એક દારૂ પીનાર શખ્શ પોતે પોતાનેજ દુઃખી કરતો નથી, પણ તે સાથે પોતાના ભવિષ્યના બાળને પણ દુઃખી કરે છે; કારણ દારૂ પીવાથી નિપજતાં રોગો ચેપી હોવાથી માબાપ પોતાનું તે દુઃખ બાળકોને મરતી ઘડી આપી જાય છે. ડારવીન કહે છે કે જે રોગો દારૂ પીધાથી થાય છે તે પણ પેઢી સુધી ચાલતા આવે છે, અને જો દારૂ પીનારના છોકરાં વગેરે દારૂ પિવાથી ન રોકાય તો જ્યાંસુધી તેનો વંશલોપ ન થાય, ત્યાંસુધી એ રોગ તેના કુટુંબમાં ઉતરે છે. માટે જેઓ પોતાના બાળકનું હિત ઇચ્છતા હોય તેઓએ દયાને ખાતર દારૂ પીવામાં પ્રવૃત થવું ન જોઇએ.

જેમ જેમ દારૂનો શોખ વધતો જાય છે, તેમ તેમ બીજી બાજુથી તે માણસનાં આયુષ્ય ઘટવા માંડે છે, અને તેમ વીમા કંપનીવાળાઓના રીપોર્ટો આપણને સાબિત કરી આપે છે, કારણ તેઓ છાકટોની જીંદગીના વિમા ઉતારતાજ નથી! દારૂથી નીપજતાં મરણની સરાસરી કાઢતાં ઈંગ્લાંડમાં ચાલીસ વર્ષમાં ૧૦૦૦ માણસો મૃત્યુ પામ્યાં છે, પણ જેઓ લંડનમાં સ્થાપાયલી "ટેમ્પરેન્સ પ્રોવીડેન્ટ ઇનિસ્ટિટયુશન" નામની મંડલીમાં પ્રવેશ થએલાં છે તેઓ લાંબા વખત સુધી જીવે છે.

એક વેળા, પ્રખ્યાત સેનાપતિ સર ચાર્લ્સ નેપિયરે કલકત્તાની ૯૬ નંબરવાળી આરમી ટ્રુપને દારૂ પીતીવેળા એક સુદર બોધ આપ્યો જેમાં તેણે વધુમાં કહ્યું હતું કે "તમે જે દેશમાં આવ્યા છો, તે દેશમાં દારૂ પીધાથી થોડી મુદતમાં મરશો. જો સુરાપાનપરાયણ ન થતાં સ્થિર ભાવથી રહો તો સારૂં થશે. દારૂ પીવાથી નાશ થશે, યા કવચીત કામ વિનાના થઇ પડશો" વળી કર્નલ સાઇકસે હિંદમાં લાંબો કાળ ગુજાર્યા પછી, અને લશ્કરી નોકરીમાંથી મુકત થયા પછી ખાવા પિવાની બાબતમાં તેણે લખ્યું હતુ કે હિંદમા કોઇ રોગથી જેલમાં મૃત્યુ થતાં નથી, તેટલાં દારૂના દરદથી થાય છે, અને વધુમાં આખા હિંદની દારૂથી નિપજતા મરણની એક ટીપ પણ નીચે મુજબ જણાવી છે

| | બંગાળ | મુંબઇ | મદ્રાસ |
|---|---|---|---|
| ઇન્ડીયન આરમી | ૧. ૭૯ | ૧. ૨૯૧ | ૨. ૦૯૫ |
| બ્રીટીશ આરમી | ૩. ૦૭૮ | ૫. ૦૭૮ | ૩. ૮૪૬ |

કેટલાકો કહે છે કે થોડો દારૂ પીધાથી શરીરને કંઇપણ હાની પહોંચતી નથી, પણ વધારે પીવાથીજ થાય છે. પણ આ કહેવું કેવળ હાસ્યજનક છે. એક ઝેરનું પડીકું આખું ફાકવાથી કે જરા ચપટી ફાકવાથી, પણ તેવીજ અસર થાય છે; તેવીજ રીતે થોડો યા ઘણો દારૂ પીનારને એકજ સરખી રીતે તેની અસર થાય છે. ફરક માત્ર આટલોજ છે કે ઘણો પિનારને જલદી અસર થાય છે, ને જરા જરા પીનારને બે પાંચ વર્ષ પછી અસર થાય છે. પણ નહિંજ થાય એમ તો નથીજ!

કેટલાક વિચારશીળ ડાકટરોએ જાહેર અખતરા કરી અનુભવ્યું છે કે એક સાધારણ દરદી જલદી સાજો થાય છે,

જ્યારે દારૂડીઆ દરદીને સાજો થતાં લાંબો વખત લાગે છે. ભૂમંડળમાં મુસાફરી કરનાર કુક અને તેના સોબતીઓ જે વેળાએ ન્યુઝીલાંડ બેટમાં પહોંચ્યા હતા ત્યારે ત્યાં લોકની સારી તંદુરસ્તી માટે તેઓ લખે છે કે એમની સારી તંદુરસ્તીનું મુખ્ય કારણ માંસ અને દારૂનો બહિષ્કાર છે.

લીડસ નામની એક જગા ઉપર ચોવીસ માણસો કામ કરતા હતા. એક દિવસે ત્યાં ડોકટર કારપેન્ટર આવી ચઢયો; તે માણસોને તદ્દન દારૂડીયા જાણી દારૂ સંબંધી એક અસરકારક ભાષણ આપ્યું. આ પછી ત્રણ ચાર માસે તેઓ તરફથી નીચલો પત્ર ડો. કારપેન્ટરને મળ્યો—

"........અમો આગળ બહુજ દારૂ પીતા હતા, પણ તમારાં ભાષણ પછી અમોએ તેને સદાને માટે છોડયો છે. કારણ પ્રથમ કરતાં વધારે સારી રીતે અમો, અમારૂં કામ કરી શકીએ છીએ, અને તેમ કરવાથી અમને અનુમાન થાય છે કે અમારા શેઠ રાજી થતા હશે"

ડો. કારપેન્ટર પોતે પોતાના પુસ્તકમાં, પોતા માટે લખતાં જણાવે છે કે "હું પ્રથમ વખતો વખત દારૂ પીતો હતો, પણ પછી મને એ નુકસાનકારક જણાયાથી તે મેં છોડયો છે. વળી ત્યાર પછી હું જેટલી જાતના માનસીક પરિશ્રમ કરતો આવ્યો છું, તેટલા જ્યારે હું દારૂ પીતો હતો, ત્યારે કરી શકતો નહોતો" ડો. જોનસન માટે કહેતા કે તે હંમેશ દારૂ બદલ પાણીજ પીતો ને કહેતો કે પાણી એજ દારૂ છે. આ ઉપરાંત જાણીતા વિદ્વાનો, બલ્ટેયર, ફ્રન્ટેનેલ, ડીમોસ્થિનિસ, હેલર અને હવસ વીગેરે દારૂને જરા અડકતા ન હોતા.

આપણે હાલ ઘણીજ દીલગીરી સાથે જોઇએ છીએ કે જેમ જેમ દારૂની બદીને આંકોશ વધતો જાય છે, તેમ તેમ લોકો તે વધારે ને વધારેજ પીને પોતાની ખરાબી કરે છે. તવંગરોને પગલે ચાલી બિચારાં ગરિબો પણ દારૂપર એટલાં બધા આકર્ષાઇ ગયાં છે કે તેઓને એક વેર ખાવાનું નહિ હોય તો ચાલે, પણ દારૂ વગર તો જીવ નિકળીજ જાય! એ માટે એક ગ્રંથકર્ત્તા લખે છે કે ઇંગ્લાંડ, સ્કોટલાંડ, અને આયર્લાંડના લોકો વર્ષ દહાડે ૩૫ કરોડ રૂપીઆ દારૂમાં ખર્ચે છે.

ટુંકમાં દારૂ વિષે તમો આટલું માનીજ લેજો કે જ્યાં દારૂની બાટલી ગોઠવાયલી છે, ત્યાં કદિ બી સુખ આવી શકશે નહિ. કારણ દારૂ હવસો તરફ ઉશ્કેરાવી કુકર્મો પ્રત્યે લલચાવે છે.

આ અવનિમાં એવી કેટલીક વસ્તુઓ છે, જે કીંમત આપીને પણ ખરીદી શકાતી નથી. દાખલા તરીકે તદુરસ્તી, જીદંગી ને વખત. કારણ આ ચીજોની કીંમત આંકીજ નથી શકાતી! જીદંગી જેવી અમુલ્ય વસ્તુ બીજી કોઇ નથી; ને એમ આખી દુનીયાં માને છે, તો તે છતાં હાથે કરીને પગમાં કુહાડી શા માટે મારવી?

પીવાના કોઇ પણ પદાર્થનું સેવન કરવાનો મુખ્ય હેતુ શરીરને જોઇતું પાણી પુરૂ પાડવાનો છે. શરીરના તમામ અવયવોને સ્નાયુ મગજ અને બીજી ઇદ્રીઓને પાણીનીજ જરૂર પડે છે; કારણ શરીરના કેટલાક મલીન પદાર્થો બહાર કાઢવામાં પાણી અગત્યનો ભાગ ભજવે છે. આ ઉપરથી પણ તમને દારૂ બદલ પાણીનીજ અગત્ય માલમ પડશે.

દારૂની બદી વિષે ડા. ગાઇગર લખે છે કે—

Alcohol taken in excess whether in the form of wine, beer, or Spirits overpowers the heart, alters the blood corpsules, paralyses the nerves and consequently checks the circulation through the capillaries, hardens the tissues and cools the body. Particular orgns are also injured as the brain, liver and kidney.

ઈશ્વરે પ્રત્યેક મનુષ્યોને અક્કલ આપી છે; એટલે ઉપરની હકીકત વાંચ્યા પછી માંસને દારૂનો જીદંગીમાં ઉપયોગ કરવો કે કેમ તેનો તેજ નિર્ણય કરી લે એ ડહાપણ વાપર્યા જેવું છે. પણ જો એનું મુળ તાત્પર્ય આપણે સમજવા માંગીએ તો તે માત્ર દયાનો અંશ છે. કારણ કે કએ નિર્દોષ પ્રાણીની કતલ દયાળુ આદમીને રૂવેરૂવાં ઉભાં કરનાર જેવી છે.

**દયા એ ધર્મનું મુળ છે.**

દયા એ ધર્મનું મુળ છે. દયા એ એક ઇશ્વરી અંશ છે. જ્યાં દયાનો છાંટો નથી, ત્યાંથી ધર્મ સો ગાઉ છેટો રહે છે! દયા એ મનુષ્યનો મોટામાં મોટોને ઉત્તમમાં ઉત્તમ સદ્‌ગુણ છે. દયાના અભાવે કોઇપણ પરમાર્થી કાર્ય થઇ શકતું નથી. જે માણસમાં નિર્દોષ પ્રાણીઓ પ્રત્યે દયાને દીલસોઝી નથી તે વાસ્તવિક રીતે તપાસતાં મનુષ્ય નથી, પણ મનુષ્યના રૂપમાં રાક્ષસ છે.

જાનવરો તથા જીવજંતુ પ્રત્યે દયા બતાવવી, તેમને કોઇ ઇજા કરતું હોય ત્યાં મદદ અર્થે દોડી જવું, તેમને નિયમિત ખોરાક આપવો, ને ગજા ઉપરાંત કામ કરાવવું નહિ,

આ તે દયાનું પ્રબળ છે!!! બાળક તરફથી બીજાં પ્રાણીઓ પ્રત્યે પાપનું કામ કરાવવામાં આવે તો, તેમ કરતાં અટકાવવાં જોઈએ, ને તેમને સમજાવવું જોઇએ કે જેમ તમને કોઇ માર મારે કે પછાડે ત્યારે તમને જેટલું દુઃખ થાય છે, તેટલુંજ દુખ પ્રાણીને, મારવાથી ને ઇજા કરવાથી થાય છે. પ્રાણીનું પાલન કરવાને બદલે તેને દુઃખ દેવામાં મોઝ માનવી એ મહા પાપનું કામ છે. અને તેથી પરમેશ્વર પણ નારાજ થાય છે. જો એક કુમળા બાળકને દયાનો સદ્ગુણ ન શીખવીએ તો તે મોટપણમાં નિર્દય કામ કરશેજ એમાં સંદેહ નથી.

પવિત્ર પ્રેમ એ પરમેશ્વર છે. નિર્મળ દયાનો ગુણ એ પણ પરમેશ્વરનું બીજું સ્વરૂપ છે. તો શા માટે તમો તે ગુણ પ્રાપ્ત ન કરો? ઓ મનુષ્ય, જો તું આ જગત્‌માં સુખી થવા ચાહતો હોય તો તું પ્રથમ બીજાને દયા આપતાં શીખ!!!

પ્રિય વાંચક! તું હંમેશાં દયા રૂપી સાગરમાં ડુબતો રહેજે એટલે ઇશ્વર પોતાની મેળે બારા પ્રત્યે દયાળુ બનશે. ઇશ્વર દયાનો ભંડાર છે, ને તેનાંજ બાળ—મનુષ્યો ઘાતકી હોય એ કેટલું અફસોસકારક છે! જે માણસ દયાળુ જીંદગી ગુજારે છે, તેજ ખરો માણસ છે ને તે માટે શેક્સપીયર કવિ કહી ગયો છે કે—

દયાથી બેવડો આશીરવાદ પથરાય છે. જે દયા દર્શાવે છે તે આશીર્વાદ મેળવે છે, અને જેના પ્રત્યે દયા બતાવાએ તે પણ આશીર્વાદ પામે છે. બળવાનોનું સર્વોત્તમ બળ દયામાંજ રહેલું છે. શાહના શાહનો શણગાર પણ દયા છે. ટુંકમાં દયા એ ખુદ જગતકર્તાનો ગુણ છે.

દયા એ માણસમાં અજબ જેવી શક્તિ છે, જે વડે એક દુશ્મનને દોસ્ત બનાવી શકાય છે. દયા માટે કેટલાક વિદ્વાનોએ અનુભવથી એવું સિદ્ધ કર્યું છે કે દયાના પ્રતાપે વિક્રાળમાં વિક્રાળ પ્રાણી પણ વશ થાય છે. દયાના ભાવે મનુષ્યમાં જડ ઘાલી બેઠેલા દુર્ગુણો ક્રોધ, ગુસ્સો ને અદેખાઈનો નાશ થાય છે. જેમ અગ્નિપર કંઇ ચીજ મુકવાથી બળી જઇ ભસ્મ થાય છે, તેવીજ રીતે શરીરરૂપી બળતણમાં દયાના ભાવે દુર્ગુણો બળી જઇ ખાખ થાય છે. જ્ઞાન જેમ ડહાપણ છે, તેમ દયા એ પણ ડહાપણ છે. કારણ જેમ જ્ઞાન રૂપી ડહાપણ ઇનસાનને સદ્ માર્ગે દોરવે છે, તેમ દયા રૂપી ડહાપણ મિનોઇ જગ માટે મોક્ષનો માર્ગ ખુલ્લો કરે છે.

દયાના ભાવે મનુષ્યમાં જડ ઘાલી બેઠેલા દુર્ગુણો નાશ થવા ઉપરાંત છેવટે આપણે પરમાત્માના અંશમાં ભળી જઈએ છીએ. તો શું આ જીદંગીનું આ સુખ ઓછું છે? ઓ પાપી ઇનસાનો! તમો હાલ જેટલી ક્રુરતા વાપરો છો તેને બદલ તેટલી જો દયા બતાવતાં હો તો કેવું સારૂં! ખરેજ જો તેમ થાય તો આ પૃથ્વી ફાની નહિ પણ અમર્ગ સાથે સ્વર્ગ કહી શકાય.

## જરથોસ્તી ધર્મ

પારસી કોમમાં કેટલાંક એવા ધર્મના ખાં છે કે, જરથોસ્તી ધર્મમાં માંસ-દારૂ પીવાનો કાયદો નથી એમ કહેનાર પર ગીધ માફક ત્રાપ મારવા નીકળી પડે છે. એટલે આપણે તો આપણા મતના અખાડાજ કરીએ છીએ. પણ જાણીતા ધર્મ અભ્યાસી મી. બહેરામગોર અંકલેસર્યાએ સને ૧૯૦૯ ની સાલમાં "ધી પારસી વેજીટેરયન એન્ડ ટેમ્પરન્સ

**સોસાયટી" તરફથી એ વિષે એક લેકચર આપ્યું હતું, તેમાં તેમણે નીચલા અસરકારક શબ્દો લોક સમક્ષ જાહેર કર્યા હતા.**

* જરથોસ્તી ધર્મમાં ક્રિયાકામમાં માંસ ને દારૂ મુકાય કે? આ સવાલ, તેમજ આપણાથી માંસ ને દારૂ ખવાય-પીવાય કે? આવા સવાલો કાંઇ આજકાલના નથી. તેમજ આપણા જરથોસ્તીઓમાં વેજીટેરીયન હિલચાલ પણ કંઇ નવી ને આજકાલની નથી. આજથી ૬૦ વર્ષની વાત ઉપર સુરતવાળા એરવદ ફરામજી રબાડી જેવણુ અવસ્તાનો ગુજરાતી તરજુમો કરનાર પહેલ વહેલા હતા, તેવણે જણાવ્યું છે કે, આપણી ક્રિયાકામોમાં માંસ દારૂ મુકવી તદ્દન નારવા છે. વળી સાસાનીયન જમાનામાં આજથી ૧૨૮૦ વર્ષની વાત ઉપર આવા સવાલો ઉભા થયા હતા. જે વેળા ઇરાનના લોકોમાં બે ભાગ બની ગયા. જેમાં એક પક્ષ દારૂને માંસ વાપરવા ને બીજો તેમ નહિ કરવા કહેતો હતો. હાલમાં પણ બહાર ગામમાં પુષ્કળ જરથોસ્તીઓ વેજીટેરયન છે, જેની આપણને ખબર વટીક નથી. તેટલાં માટે આવી મંડલીઓ બહાર ગામમાં પોતાના મીશનરીઓ મોકલીને, જે જરથોસ્તીઓ આ હિલચાલ તરફ દીલસોઝી બતાવતા હોય તેઓને પોતાની સાથે કાર્ય કરવાને કહે,! તો આપણે સઘળા જરથોસ્તીઓ પાછા આપણા ધર્મનાં ફરમાનને માન આપી તે મુજબ ચાલનાં શીખીશું. છેવટે મી. અંકલેસર્યાએ જણાવ્યું કે...... જે રીતે મેં જરથોસ્તી ધર્મનો અભ્યાસ કર્યો છે, તે ઉપરથી

---

* એ આખો ફકરો જામે જમશેદ, તા. ૧૨-૨-૧૯૦૯ના અંકમાંથી ઉતારી લીધો છે.

હું કહું છું કે જરથોસ્તી ધર્મ પ્રમાણે ગોસ ને દારૂ વાપરવાનુ તદ્દન ન રવા છે."

## મુસલીમ ધર્મ

હવે મુસલીમ ધર્મ તરફ નજર ફેંકો! તેમાં બી મહાન રાજાઓએ માંસ નહિખાવા સંબંધી વિદ્વત્તાભર્યા લેખો બહાર પાડયા હતા. મોગલ રાજમાંના વિશ્વવિખ્યાત રાજા બાબરે મરતી ઘડી પોતાના બેટા હુમાયુને કેટલીક નસિયત આપી હતી, જેમાં એક આ પણ હતી કે—

"ખાસ કરીને ગોવધ કરતા અટકજે, ને ગોવધ બંધ કરીશ તો હિંદુસ્તાનના હૃદયને તું તાબે કરી શકીશ. તેમ જો કરીશ તો તારી પ્રજા તારી સાથે આભારની લાગણીથી સંકળાયેલી રહેશે."

વળી હિંદુ ધર્મ તરફ નજર ફેંકો! તેમાં બી શ્રી કૃષ્ણ પોતે કહે છે કે—

अहिंसा सर्व भूतेभ्यो ज्यायसी मता।

અર્થ:—"સર્વ પ્રાણી પ્રત્યે દયા એ અન્ય ધર્મ કરતાં શ્રેષ્ટ છે"

ખ્રીસ્તી ધર્મના આગેવાનોના દફતરો તપાસો! તેઓ બી માંસ નહિ ખાવા એકે અવાજે કબુલ કરે છે. રેવરંડ-જે-ટીસલ ડેવીસ પોતાના એક લેખમાં લખે છે કે—

"જેમ ગુલામગીરી તે બે સૈકાઓ પહેલાંનો ખાસ પ્રશ્ન હતો; તેમ આપણા સૈકામાં પશુઓના હકો અને આપણી

તેના પ્રત્યેની ફરજ તે અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. દરેક નરનારી અને ઇશ્વરને સમજનારે આ સવાલનો યોગ્ય નિર્ણય કરવો જોઇએ. તે સવાલ રસનાના ક્ષુદ્ર સ્વાદનો, રિવાજનો કે જરૂરીયાતનોજ નથી, પરંતુ હકનો છે. પ્રભુએ જીંદગી બક્ષી છે અને પ્રાણીઓ વગેરેને પણ બક્ષી છે. તેથી વિના કારણ કોઇ પણ જીવનો નાશ કરવાથી તેની પવિત્ર આજ્ઞાનું ઉલ્લંઘન થાય છે. તે એક મોટી અનિતી અને ગુન્હો છે. આ કારણથી હું માંસાહારનો ત્યાગ કરૂં છું.”

આ ઉપરથી એક ખરો ધર્મીષ્ઠ માણસ કબુલજ કરશે કે—

(૧) માંસના ખોરાક અર્થે ઘાતકીપણું ગુજારી નિરદોષ પ્રાણીઓની કતલ કરવી એ ભલું કાર્ય નથીજ!

(૨) પોતાની જીભડીના સ્વાદ ખાતર કસાઇખાનામાં પશુઓનાગળાં કાપવા ઉત્તેજન આપવું એ ભલું કાર્ય નથીજ!

(૩) માંસને ખાવું અને આપણે ખુશી થવું એ ઇશ્વરને દીલગીર કર્યા બરોબર છે. પણ ભલું કાર્ય તો નથીજ!

(૪) જાનવરોની કતલ કરાવવી એ આબાદાની પડતીનું મુળ કારણ છે આબાદાનીનું કાર્ય તો નહિંજ!

(૫) નિરદોષ પ્રાણીઓની કતલ કરાવી જમીન પર નસો નાખવો એ પૃથ્વી માતાને દીલગીર કરવા બરોબર છે. ખુશી કરવા જેવું તો નહિંજ!

(૬) જે બળતણ આપણને ભુખ રૂપી ખાડો શરીરમાં પુરી આપે છે; તેજ ઉપર લોહીથી ખરાબ થયલું શરીર ભુંજવું એ ભલું કાર્ય તો નથીજ!!!

આ ઉપરથી તમને 'દયા' એ નાનકડા સબ્દનો અર્થ સંપૂર્ણ સમજાઈ શકશે. દયાની શક્તિ (The Power of Kindness) એટલી અમાપ છે કે કેટલાક વિદ્વાનો કહે છે તેમ વાઘ જેવું વિકાળ પ્રાણી પણ વશ થાય છે. દયાની અસર કેવી છે એ માટે એક લખનાર લખે છે કે;—

They come to me, wild, terrified savage beyond words. Poor things ! it's not their fault. Those who deal with them reduce them to this state of savagery through lack of under standing.

Take for instance a horse that came to me after having killed a groom with a kick and seemed beyond hope. Here he is after being with me a short time; he will shake hands, eat sugar out of one's hand and can be ridden or driven. Soon I hope to draft him out again.

Often shoeless because no man can shoe them, the rakes arrive at the stables, where they find other patients, not quite so new as themselves.

Let them talk to each other for a start. Their language is as good as ours, and the old patients tell the new ones that I'm not such a bad sort of chap. They say, too, I hope, that their isn't a whip in the place; that people are out to be kind, not cruel.

They, learn, too that there is something called 'Love'–they know it as oats that come out of pockets unexpectedly. Never to Strike never to speak brutally to these animals that is the great thing needed, and then there can be no more talk of bucking horses, mules that savage their grooms, or kick them to death.

I put them in a loose box when they first arrive, and stand behind them for hours at a time talking to them kindly. I try to shoe them that I am not afraid and their fear vanishes. If they want to kick well, let them ! I stand just at the exact distance I know to an inch, and dodge flying heels. And they don't go on kicking forlong. (From; The Herald of the golden age.)

તમો સર્વે ગુણોનો દરજ્જો ચઢ ઉતર જોશો; પણ દયા એ બે અક્ષરી શબ્દનો કેવો બહોલો અર્થ થાય છે, એ આપણે આથી સમજી શકીશું. સઘળા ધર્મો દયાનો ગુણજ પ્રાપ્ત કરવા લખે છે; એનું કારણ શું ? કારણ માત્ર એજ છે કે,–

દયા ! દયા એમાંજ સુખ, દયાથીજ આ સંસાર,
દયા દુઃખ ટાળે આપે સુખ; દયાના આ અનેક પ્રકાર.
દયા જો પરમેશ્વર તજેતો; કોણ પ્રાણીઓનો રક્ષકને હાલ,
પ્રેમ–દયા જો ન હોય તો; વિચારજો તેનોજ ખ્યાલ.

("નોશાકની પીલાં")

બે દિનકી જીંદગી! તો શા માટે જીભલીના સ્વાદ ખાતર હાથે કરી નરખમાં જવું? ઓ ઇનસાન! આ જગમે કાંઇ બી ભલાઇ કરી લે! કારણ "ભલાઇ કર-ભલા હોગા" ઓ ગ્નાની ઇનસાન! હજી બી ચેત! અને નેકી કર! કારણ—

A man reaps what he Sows. One who sows blessing in the world, goes to Heaven. One who sows curses in the world, goes to Hell after his death.

(Labhshanker Laxmidas.)

આગલ થઇ ગયલા મહાત્માઓ, પીરપેગમ્બરો અને વિચારશીલ લોકો બહુ દયાળુ હતા. બોધ મહારાજ, લોર્ડ ક્રાઇસ્ટ, જરથુસ્ત અને હજરત મહમદ જેવા પેગમ્બરો દયાના ભંડાર હતા, કારણ જો તેઓ દયાળુ ન હોત તો જે વખતે ક્રાઇસ્ટને ખીલાઠોકી મારી નાખવામાં આવ્યા ત્યારે તેઓ ક્રોધાયમાન થતે! જો મહમદ દયાળુ ન હોત તો જે વેળા તેમના કાનમાં કલાઇ સીસુ નાંખી મારી નાખ્યા, તે આગમચ તેનાપર ઘાતકી હુમલો લઇ જતે? અને આવા દયાળુ ભંડારથીજ ઇશ્વરે એ સઘળાને પોતાના કરી લીધા હતા!

ત્યારે આપણે દયા મેળવવા શું કરવું જોઇએ? કેવી રીતે આપણે પણ સુખી થઇ શકીએ? પ્રિય વાંચક! જો તું મુજ કમીનાનું માનતો હોય, તો તેનો એકજ માર્ગ મુજ પાસે મોજુદ છે; કે તું તારી જીભડીના સ્વાદ ખાતર નિરદોષ પ્રાણિઓની કતલ કરાવ નહિં! ઓ પાપી ઇનસાન! જેમ તને તારી જીદંગી પ્રિય છે, તેમ પ્રાણીઓને પણ તેમની

જીદંગી પ્રિય છે. માટે તેમની મધુરી જીદંગીને વિના કારણે કચડી નાખોના! તમારી હવસી વૃત્તીને વશ થઇ, માંસ ખાવાનો ખુની જુસ્સો ને વેર ના બીજને તમારા શરીર રૂપી ખેતરમાં વાવોના! માંસ ખાવાથી શું થાયછે તેના પરિણામો તમે જાણોછો? માંસ ખાવાથી

(૧) બુરા વિચારો પ્રવેશ થાય છે.

(૨) આત્મા જે ઇશ્વરી અંશ છે; ને તે આગળ વધવા ઉલટ મંદ છે તેની તે ઉલટને કચડી નાખેછે.

(૩) શરીરના ચોક્કસ અવયવો જુદા પડી બગડી જાય છે માટે ભલી જીદંગી ગાળવા ખુદાને ખાતર માંસનો ખોરાક છોડો!

## તબીબી સાબિતી,

માંસ ખાતી વેળા આપણને સ્વપ્ને પણ ખ્યાલ રહેતો નથી કે હું આ માંસથી ભવિષ્યમાં દુઃખથી પિડાઇશ? પણ અફસોસ, જ્યારે દર્દ રૂપી આતશની ચીણગારી તેના શરીર ઉપર પડે છે, ત્યારેજ તે જાણે છે, ખરેખર! મેં હાથે કરીને મારા પગમાં કુહાડી મારી છે. દુઃખમા કુદરતનો જરાએ દોષ નથી, માંસમાં એવાં ચોક્કસ જાતના દરદના જંતુઓ રહે છે, જે વખતના વહેવા સાથે આપણને દુઃખમાં સપડાવેછે, ને તેમ આજની તબીબી વિદ્યાએ સાબિત કરી આપ્યું છે.

"The body of man and that of the anthropoids are not only peculiary similar," says Heackel, "but they are practically one and the same in every important respect. The Same 200 bones in

the same order and structure, make up our inner skeleton; the same 300 muscles effect our movements; the same hair clothes our skins; the same four chambered heart is the central pulsometer in our circulation; the same 32 teeth are set in the same order in our jaws; the same salivary, hepatic and gastric glands compass our digestion; the same reproductive organs ensure the maintenance of our race.

Professor John Ray, F. R. S. ("The Universal Kinship")

"હેકલ કહેછે કે મનુષ્ય અને વાનરનું શરીર વિચક્ષણ રીતે મળતું છે, એટલુંજ નહિ પણ તેઓ દરેક રીતે વિજ્ઞાનના સિધ્ધાંતોથી એકજ પંક્તીનાં છે. આપણી અંદરના હાડપીંજરમાં પણ વાનરના જેટલાંજ ૨૦૦ હાડકાં તથા ગતિ માટે ૩૦૦ મસલ્સછે. અને ત્વચા ઉપર પણ એકજ પ્રકારના વાળ ઉગેછે. આપણા ચાર ખાનાવાળું હૃદયનું નાડીમાં રક્ત ફરવાનું વાનરની માફકજ મધ્ય સ્થાનછે. આપણા જડબાંની અંદર વાનરનીજ માફક અનુક્રમમાં ૩૨ દાંતની હાર આવેલીછે. તેની અને તેવીજ જાતનાં પ્રજોત્પાદક અવયવો આપણી જાતીને કાયમ રાખેછે !!

પ્રોફેસર; જે. આર. મુર. (એફ. આર. એસ.)

Comparative Anatomy teaches us that man resembles the frugivorous animals in everything, the carnivorous in nothing......It is only by sof-

tening and disguising dead flesh by culinary preparations that it is rendered susceptible of mastication or digestion and that the sight of its bloody juices and raw horror does not excite loathing and disgust.

Man resembles no carnivorous animal. There is no exception, unless man be one, to the rule of herbivorous animals having cellulated colons. The orang outang perfectly resembles man both in the order and in the number of his teeth

The orang outang is the most anthrapomorphus (manlike) of the ape tribe all of whom are strictly frugivorous. There is no other species of animals which live on different foods in which this analogy exists.

Prof Baron Cuvier. ( Lecon d'Anatomie Comparative " )

"જુદાં જુદાં પ્રાણીઓના શારીરીકશાસ્રના મુકાબલાથી આપણને માલમ પડેછે કે મનુષ્ય ફળાહારી પ્રાણીને દરેક અંશે મળતું આવેછે, અને માંસાહારી પ્રાણીને કોઇ પણ રીતે મળતું આવતું નથી ઓરેંગ ઉટેંગ, તેના દાંત તેમની ગોઠવણુ અને સંખ્યા એ બન્નેમાં મનુષ્યને સંપૂર્ણ મળતું આવેછે, * * * હવે ઓરેંગ ઉટેંગ જે વાંદરાની જાતિ હંમેશ ફળાહારી છે, તે વાંદરાંઓમાં માણસને તદ્દન મળતી આવે છે"

પ્રો. બૅરન કયુવીઅર.

The teeth of man have not the slightest resemblance to those of the carnivorous animals, excepting that their enamel is confined to the external surface. He possesses, indeed, teeth called canine; but they do not exceed the level of others, and are obviously unsuited to the purposes which the corresponding teeth execute in carnivorous animals.

Prof. W. Lawrence (F. R. S)
("Lecture on Comparative Anatomy")

" માણસના દાંત તેના બાહ્ય શરીરના ચમકાર સિવાય તે કોઇપણ રીતે માંસાહારીના દાત સાથે મળતા આવતા નથી. અલબત તેને પણ દાંત છે, તો પણ તે દાંત બીજા દાંતની સરખાઈથી બહાર નીકળતાં નથી, અને દેખીતી રીતે માંસાહારી જાનવરોમાં તેવા દાંત જે કાર્ય કરી શકે છે, તે કાર્ય કરવા માટે મનુષ્યના દાંત બંધ બેસતા નથી. કેવળ માંસાહાર ઉપર રહેનારા પ્રાણીઓની 'એલીમેન્ટરી કનાલ' બહુ ટુંકી છે, આ ઉપરથી આપણને માલમ પડેછે કે દાંત ને જડબાંઓનો ખ્યાલ લઇએ અગર તો પાચન શકિતના સાંચાઓ જોઇએ, તો પણ મનુષ્યનું આંતર શરીર વાંદરાઓ કે જે તદ્દન વનસ્પત્યા હારી છે, તેના શરીરને બરાબર મળતું છે

પ્રોફેસર ડબ્લ્યુ લોરેન્સ

To day there is the scientific fact assured that man belongs not to the flesh eaters, but to the fruit eaters To day there is the chemical fact in the hands. of all which none can gainsay that the products of the vegetable kingdom contain all that is necessary for the fullest sustenance of human life.

Dr. F. A. Pouchet.

Flesh is an unnatural food, and therefore, tends to create functional disturbance. As it is taken in modern civilization it is affected with such terrible diseases, as cancer consumption fever intestinal worms etc, to an enormous extent. There is little need for wonder that flesh eating is one of the most serious causes of the diseases that carry off ninety nine out of every hundred people that are born.

Dr Josiah oldfield, ( D. C. L. M. A. M. R. T. S., L. R. C. P. ) ( Herald of the Golden Age.)

" માંસ એક સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ ખોરાક છે. અને તેટલા માટે તેનાથી કેટલાંએક શરીરના ભાગોને લગતાં દરદો થાય છે. હાલના સુધરેલા જમાનામાં તે ખાવામાં આવે છે, તેને લઈ માણસને લાગુ પડે તેવા નાસુર ક્ષય જવર અને

આંતરડાંનાં ભયંકર દરદો વગેરે થાય છે. સૃષ્ટિમાં પેદા થતાં ૧૦૦ માણુસોમાંથી ૯૯ નો અંત માંસાહાર, કે જે દરદોની ઉત્પત્તિનું એક ગંભીર કારણુ છે તેથી આવે છે; કાંઇ નવાઈ જેવી વાત નથી. "ડા. જોસીયા ઓલ્ડ ફીલ્ડ"

આપણે શું ખાઇએ છીએ? એક નિરદોષ પ્રાણીની લાશ! અફ્સોસ!! એક મુવેલી લાશને માણુસ પોતાના ખોરાક તરીકે લેય!!! એ આજના જમાનાની નવાઇઓમાંની એક છે. આપણે જાણીએ છીએ કે ખોરાકથી આપણું શરીર મજબુત કે નબળું થાય છે કારણુ—

જેસા અન્ન જળ ખાઇએ, તેસાહી મન હોય,

જેસા પાણી પીજીએ, તેસી બાની હોય. (કબીર)

એક સાધારણુ માનવી તો કંઇજ જાણુતો નથી કે, તેનાં શરીરના પ્રત્યેક અવયવો ઉપર ખોરાક શી અસર કરે છે. આજના જમાનાની જે ગંભીર ભુલો છે, જેની સામે આપણુને હાલ લડવું પડે છે, કારણુ કેટલાકોમાં એવી ખોટી માન્યતા છે કે માંસ ખાવાથી મજબુતાઇ મળે છે. અને ખરેખર આ ભુલભરેલા વિચારોનું પરિણુામ ઘણુંજ દયાજનક થઈ પડયું છે. આજ વિચારથી દુનીઆમાં દેખાતી નાકૌવતી, માંદગી, દર્દ ને આફ્તો વધતી જાય છે.

અગાઉ અને હાલના પણુ કેટલાક જંગલી લોકોમાં એવું જંગલીપણું છે; જ્યાં જાનવરોને કાપી ખાઇ જવા ઉપરાંત માણુસોને બી કાપી ખાઇ જાય છે. અને તેઓ ઘણે ખરે ભાગે 'મનુષ્યાહારી' નામે ઓળખાય છે.

* મનુષ્યાહાર જો કે આધુનિક ઉત્કર્ષ પામેલી પ્રજાઓને મનથી અત્યંત ત્રાસદાયક ક્રુરતા અને જંગલીપણાની પરિસીમાં જણાવે છે. છતાં પણ અનાદિ કાળમાં જનસમાજની એક સામાન્ય રીતી તરીકે એ જણાયલો હતો, એ જાણી ઘણાંઓને આશ્ચર્ય ઉપજશે. યુરોપી મુસાફરોના હેવાલ પ્રમાણે નવી દુનીયાની નિષ્ઠુર અને સંસ્કૃત પ્રજાઓમાં મનુષ્યાહાર તો સાધારણ છે. એને માટેનો અંગ્રેજી શબ્દ "Cannibalism" છે, જે "Cariba" કિવા "Canibbee" ઉપરથી નીકળ્યો છે. "કેરેબી" લોકો "Cariba" ટાપુના રહિશ છે. અને તેઓમાં આનિર્દય રિવાજ જાયઝ હોવાથીજ ઉપરોકત અગ્રેજી શબ્દની ઉત્પતિ થઇ છે. ડા. ફ્રુઅરનાં જણાવવા મુજબ "Cannibal" શબ્દ હિંદુસ્તાનની "ખાનેવાલા" નો અપભ્રંસ છે. પણ તેમ બનવું અશકય છે કારણ કે હિંદીઓ કદિ પણ મનુષ્ય ભક્ષી જણાયા નથી! મી. હિરલોપ એવું અનુમાન કાઢે છે કે "કેની બલ" શબ્દ "Kahna-Baal" પરથી નિકલ્યો છે. જેનો શબ્દાર્થ "બાઆલ દેવતાનો ધર્મ ગુરૂ" એવો થાય છે. આ સેમેટીમ બાઆલ દેવતાને મનુષ્ય ભોગ ચઢાવવાનું કાર્ય ધર્મ ગુરૂઓનું હોવાથી આ વ્યુત્પત્તિ યોગ્ય જણાય છે. ગ્રીકોની માન્યતા પ્રમાણે સાઇકલોપ્સ (Cyclops) નામક રાક્ષસો પણ માણુસ ખાઉ હતા. સુમાત્રાના "બત્તા" લોકો, આફ્રિકાની મોનબહુ, ઝંદહ, અનેફેન, અમેરિકાની એઝટેક અને ઓસ્ટ્રેલ્યાની ડાયરી (Deiri) તેમજ ફિજી ટાપુની

* ઉપલો આખો પેરેઆફ "જ્ઞાનવર્ધક" માર્ચ સને ૧૯૨૪ના ત્રીજા અંકમાંથી ઉતારી લીધો છે. (વિષય-"મનુષ્યાહાર" પાનું ૧૪૫)

પ્રજાઓમાં તો મનુષ્ય ભક્ષ હજી પણ ચાલુ છે! ટીએરા-ડેલ-ફ્યુએગોનાં લોકો કકડતા શિયાળામાં જ્યારે ભૂખમરો વેઠે છે, ત્યારે પોતામાંથીજ એક સૌથી વૃદ્ધ સ્ત્રીનું ભક્ષણ કરે છે. ફિજીયનો તો અત્યંત નિર્જીવ ક્રિયાઓમાં પણ માણુસોનો ભોગ આપવા ડરતા નથી. તેઓમાં ઘણાં મનુષ્યોનો આહાર કરવો એ તો માનની નિશાની ગણાતી, અને માનુષિક માંસ જેવું સ્વાદિષ્ટ તેઓને મનથી બીજું કંઇ નહિં હતું. સ્ત્રીઓનું માંસ-તેમાં વિશેષ કરીને હાથનો પહોંચો અને જાંગ-તેઓને બહુ ભાવતું! સાઉથ સી ટાપુનાં રહિશો સ્ત્રીની હથેલીને, અને ન્યુઝીલેન્ડવાસીઓ જવાન કુંવારીકાના પગને વધુ પસંદ કરતા. વળી ફિજીમાં બાદશાહી મેજબાની પર મનુષ્યનું માંસ સૌથી ઉત્તમ મિષ્ટાન્ન ગણાતુ. સ્ત્રીઓને તો તે આપવામાં પણ ન આવતું, કારણ કે તેઓ માટે તે ઘણુંજ મિષ્ટ પકવાન્ન કહેવાય! ત્યાંના "Rakiaraki" ટોળાનો નાયક "Reundre Under" નિરંતર બડાઈ મારતો કે તેણે ૮૦૦ માણુસોને સાફ કરી નાખ્યા હતા! અમેરિકાના રાતા ઇન્ડીયનો કોઇ પ્રજા પર ચઢાઇ કરતા તો કહેતા કે "ચાલો આપણે તેઓને ખાઇ જઇએ" ચીકોએટા જાતના ઇન્ડીયનો તો માણુસનું હૃદય ખાવામાં બહુ આનંદ માનતા, જ્યારે ન્યુઝીલેંન્ડના લોકો શત્રુનો શિરચ્છેદ કરી તેનાં માથાંમાંથી નિર્ઝરતું ગરમ લોહી હોંસે હોંસે પીતા! ન્યુસાઉથ વેલ્સમાં એવો ધારો હતો કે કોઇપણ માંદું પડયું કે તરત તેને યમલોક પહોંચાડી દેવામાં આવતું, કારણ તે જો રીબાયા કરે તો તેનું માંસ સ્વાદ રહિત થઇ જાય! હિરોડોટસના જણાવવા પ્રમાણે એશીયાની કોઇ કોઇ પ્રજાઓમાં-વિશેષ કરીને ઇસીડોન (Issidones) લોકોમાં તો કોઇ રૂષ્ટ પુષ્ટ વ્યકિતને ખાદ્ય પદાર્થ

બનાવવા જેવી જોવામાં આવે કે બીજાંઓ તેને "તું માંદો માંદો ચાલે છે" એવું સમજાવે અને તેની ગમે એટલી "ના" છતાં જીવતાં જાગતાં તે બાપડાનો ભક્ષ કરી જવામાં આવે !!! ખુદ બ્રિટીશ ટાપુઓમાં શોધી કાઢવામાં આવેલાં હાડકાંઓ ઉપરથી પ્રાચીન વસ્તુશાસ્ત્ર અભ્યાસીઓ, એવો સારાંશ ખેંચે છે કે જુના કાળમાં એ દેશમાં પણ મનુષ્યાહાર ચાલુ હોવો જોઇએ ડ્રયોડોરસ સિક્યુલસ અને સ્ટ્રેબોના પુસ્તકો પરથી જણાય છે કે, આયર્લૅન્ડના વતનીઓ પોતાનાંજ સદ્ગત સગાં સંબંધીઓના માંસ માટે તિવ્ર ભાવના રાખતા! સેન્ટ જેરોમ કહે છે કે સ્કોટલાંડની "Attacotti" પ્રજાને મનુષ્ય માંસાહાર કરતાં તેણે પોતે જોઇ હતી; અને સ્રીની છાતી એ તો તેઓ માટે સ્વર્ગીય ખોરાક થઇ પડતો! ડો સ્મીથના જણવવા પ્રમાણે અરબો પણ પ્રથમ મનુષ્ય ભક્ષી હતા. ફ્રાન્સના રાજ્ય પરિવર્તન વેળા એક અતિશય નિર્દય અને કમકમાટ ભરેલો બનાવ જોવામાં આવ્યો હતો. તોફાની ટોળાં માંહેના એક શખ્શે પ્રીન્સેસ લામ્બાલનું જીગર તેણીના શરીરમાંથી પોતાના હાથે ખેંચી કાઢયું. તેને એક "રેસ્ટોરાં" માં લઇ જઇ પકાવ્યું અને તે ખાઇ ગયો !!! પૂરાતન યાહુદીઓમા પણ આ પ્રકારની કોઇક રીત જારી હોય એવું જણાય છે: બાઇબલમાં કહે છે કે; "Behold: Israel after the flesh; are not they which eat of the sacrifices, partakers of the alter?" ( I Corinthians x–18 ) પાપુઆના રહીશોમાં તો એક એવી દંત કથા છે કે જો કોઇ જાડો શખ્શ "Tapualemanii" ના દ્વિપમાં નજરે પડયો તો તે બીજીવાર દેખાવાનોજ નહિ! બેકન કહે છે કે આવી જંગલી પ્રજાઓમાં માણસનું માંસ એક "મખવાસ" મનાય છે, તે એટલે સુધી કે

એકજ કુટુંબના માણસો પણ એક બીજાં પર અવિશ્વાસુ હોય છે, ને તે એવી માન્યતાથી કે તેમનાજ સ્નેહીઓ તેમનું ભક્ષણ કરી નાંખશે! જ્યાં આવીજ વસ્તુ સ્થિતિ હોય ત્યાં દેવતાઓના અતિ ઉત્તમ ભોગ તરીકે મનુષ્યોનેજ ધરવામાં આવે તેમાં નવાઇ શી? આજ કારણુસર મોલોક, બાઆલ, વલ્કન, ક્રોનસ, ઇલ, મલ્કેબર, નૈનસ, ખાલ્ડીયન, ઝોરોએસ્ટાર, ઓસાઇરીસ, આદિ ગ્રીક, ફિનિશ્યન, અને ઇજીપ્શીયન દેવતાઓને મનુષ્યનું બળિદાન દેવામાં આવતું. આ પ્રમાણે જોતાં જણાય છે કે માનુષિક જીંદગી જે આજના જમાનામાં અતિ કીંમતી ગણાય છે, તે પુરાણા યુગોમાં બિલકુલ નિર્જીવ ગણાતી, જ્યારે તેનું માંસ ઉત્તમમાં ઉત્તમ ખોરાક તરીકે અજાણ, જંગલીને દયાહીન પ્રજામાં જણાયલું હતું.

ઉપલો પેરેગ્રાફ એક દયાળુ આદમીને ખરેજ કમકમાવનારો છે. તે ઉપરાંત માંસાહારી પણ કમકમશેજ. પણ જો તેમને ઉપલા પેરેગ્રાફથી જેટલી માણસ પ્રત્યે દયા આવે છે, તેટલીજ દયા જો પ્રાણી પ્રત્યે પણ આવે તો કેવું સારૂ! ને જો તેમજ દૃઢ નિશ્ચય કરો તો જરૂરજ નીચે પ્રમાણે વર્તતા તમારાં બાળને શીખવજો.

જેવી રીતે તમો સ્વતંત્રા મેળવવા ચાહો છો યા બીજાંના પંજામાંથી છુટા થવા ઇચ્છા ધરાવો છો તેમ, પ્રાણીઓ પણ મનુષ્યના પંજામાંથી મુક્ત થવા ચાહે છે, માટે જો તમો ક્વચીત્ તેને તમારાં ઘરમાં બી પાળો તો તેની માવજત કરો ને તમે જેમ સુખ ભોગવો છો, તેમ તેને પણ સુખ ભોગવવા દો!

માંસ નહિં ખાવા સંબંધી કંઇ સેંકડો મતો જુદા જુદા ધર્મોમાં છે, ને તેમ છતાં લોકો તેમ ના પાડવાની હિમ્મત જાહેરમાં બતાવી શકે એ ખરેજ અજાયબી છે. પારસી કોમમાં માંસ ખાવાનો રિવાજ છે કે નહિં તે બી મેં મારા આગલાં પુસ્તકમાં જણાવ્યું છે * તેમજ ઇગ્લીશ પ્રજામાં પણ છે કે કેમ તે વિષે મેં આ પુસ્તકમાં સંપૂર્ણ ખુલાસાથી સમજાવ્યું છે. હવે જે બાબત અત્રે રહી જાય છે, તે એજ છે કે હિંદુ શાસ્ત્રમાં માંસ ખાવાની મનાઇ છે કે કેમ? એ વિષે ભગવદ્ ગીતામાં નીચલો ખુલાસો કરે છે—

यस्मिन् जीवति जीवन्ति बहवः सतु जीवतु ।
काकोऽपि किं न कुरुते चंच्वा स्वोदर पूरणम् ॥

અર્થઃ—"જેના જીવવા પછવાડે ઘણાઓ જીવે તે જીવતો રહો. બાકી તો કાગડો પણ શું ચાંચવતે પોતાનું પેટ ભરતો નથી?"

यस्य चात्मार्थमेवार्थः स च नार्थस्य कोविदः ।
रक्षेत मृतकोऽरण्ये यथा गास्ताहुगेव सः ॥

અર્થઃ—"જેનું ધન કેવળ પોતાનાજ ઉપયોગમાં આવે છે તે ધનના ઉપયોગને જાણતો નથી. જેમ પગારદાર ગોવાળ અરણ્યમાં ગાયોનું રક્ષણ કરે છે તેમજ તેને સમજવો"

न भक्षयति यो मांसं नच हन्यान्नघातयेत् ।
तन्मित्रं सर्व भूतानां मनुस्वायंभुवोऽब्रवीत् ॥

---

* જીવદયા અને માંસ ખાવાની મનાઇ.

અર્થ–"સ્વાયંભુવ મનુએ કહ્યું છે કે જે મનુષ્ય માંસ ખાતો નથી, કોઈને હણતો નથી અને હણાવતો નથી, તે સર્વ પ્રાણીઓનો મિત્ર છે"

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि वै तथा।
आत्मौपम्येन मन्तव्यं बुद्धिमद्भिः कृतात्मभिः॥

અર્થ–"આપણને આપણા પ્રાણ જેવા પ્રિય છે તેવાજ સર્વ પ્રાણીઓને તેઓના પ્રાણ પ્રિય છે; એમ બુદ્ધિમાન મનુષ્યે પોતાની તુલનાથી જાણવું"

शरण्यः सर्वभूतानां विश्वास्यः सर्वजन्तुषु।
अनुद्वेगकरो लोके न चाप्युद्विजते सदा॥

અર્થ:—"સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર માણસ સર્વનો વિશ્વાસ પાત્ર થાય છે. જે સર્વદા કોઇને ઉદ્વેગ કરતો નથી. તે પોતે ઉદ્વેગ પામતો નથી."

धनेन क्रयिको हन्ति, खादकश्चोपभोगतः।
घातको वधबंधाभ्यामित्येष त्रिविधो वधः॥

અર્થ:–"જે મનુષ્ય કોઇ જંતુને મારવાને વાસ્તે ખરીદ કરે છે, જે મનુષ્ય એને સંહાર કરે છે, અને જે મનુષ્ય એનાં માંસનું ભોજન કરે છે, એ ત્રણે જણા એક એક પ્રકારથી એ જંતુનો વધ કરે છે'

अखादन्ननुमोदंश्च भाव दोषेण मानवः ।
योऽनु मोदति हन्तव्यं सोपि दोषेण लिप्यते ॥

અર્થ:-"જે મનુષ્ય પોતે માંસ ખાતો નથી, પણ પશુને મારવાની સમ્મતિ આપે છે, તેને પણ દોષ લાગે છે."

अघृष्यः सर्वभुतानामायुष्मान्नरुजः सुखी ।
भवत्यभक्षयन्मांसं दयावान् प्राणीनामिह ॥

અર્થ:-"જે પ્રાણીઓના પ્રતિ દયાવાન છે, અને માંસ ભોજન કરતો નથી, તે દીર્ઘાયુ, રોગવિહીન, સર્વ પ્રાણીથી નિડર અને સુખી થાય છે."

अहिंसा परमो धर्म स्तथाऽहिंसा परो दमः ।
अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥

અર્થ:-"અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમદમ છે, અહિંસા પરમ દાન છે. અને અહિંસા પરમ તપસ્યા છે."

प्राणा यथात्मनोभीष्टा भुतानामपि ते तथा ।
आत्मौपम्येन भुतानां दयां कुर्वन्ति साधवः ॥

અર્થ:-"જેમ પોતાનો પ્રાણ પોતાને પ્રિય છે, તેમ સર્વ જીવનો પ્રાણ તેઓને પ્રિય છે; માટે સાધુ લોકો પોતાની ઉપમા ધરીને સર્વ જીવો ઉપર દયા કરે છે"

આજ કાલ સર્વે કોઇ પરતંત્રમાંથી મુકત થઇ સ્વતંત્રતા ચાહે છે. તો કહો કે જનજનાવર જેઓ માનસઇ ખવાસ

ધરાવે છે, તેઓ શા માટે સ્વતંત્રતા ચાહે નહિ! તમો એક પાળેલાં જાનવરને ઘરમાં રાખી ગમે એવું પોષણ કરો, પણ તેને આમ તેમ ભટક્યા સિવાય કદિ આરામ થાય નહિ. કારણ જો એક માણસને જીવતો પકડી એક મોટા પાંજરામાં પુરે, તો તે સ્થિતી તેને ગમશે? ના કદી નહિ! ત્યારે તેવીજ રીતે પતંગીઆ માફક આમતેમ ઉડી મઝા ભોગવતાં જનજનાવરને તમો વિના વાંકે પાંજરામાં કેદ પુરો તે પશુ-પક્ષીને કેમ ભાવે? તેમને પણ મનુષ્યની માફક સ્વતંત્રતા ભોગવવાનો હક છે અને આપણે તેમ કરવા દેવું તેમાં ખરી માણસાઇ છે. તે વિષે એક કવિ નીચે મુજબ લખે છે.

શેઠાણી—રે બોલ પંખી ચતુર સુજાણ,
તું ખોલ કંઠથી મધુરસ વાણ,
શું માગે છે ઝટ કર તેનું બ્યાન?
જે માંગશે ઝટ હું દઇશ તુજને

પંખી—હું ચાહુંછું છુટાપણું મારૂં,
વધુ તેથી શું હોય પ્યારૂં
તે વન બહેતર ન કંઇ ધારૂં,
છે મોતસમ જીવવું હયાં મુજને.

શેઠાણી—તું ચાહે સોનેરી લાવું પાંજ્રને,
મઢાવું તેમાં બેસુલ ગોહર,
પગે પહેરાવું પીતલ ઝાંઝર,
કેમ એથી તુજ ધરાશે મન?

પંખી—પસંદ મુજ્ને પવન પહાડી,
નદી નાલાં ઝુખંડ ઝાડી,
ફૂલોથી લચતી ફુલવાડી,
છે મુજમન. ધુળ ગાહેર ને ધન.

શેઠાણી—મકાઈ બદલે મોતી,ખવડાવું
નરમ હિરની સાંકળ ગુથાવું
રૂપેરી પ્યાલે પાણી પાવું
શું તેથી તું થશે મગન ?
પખી—મારે મન મોતી ફુલનાં બી,
નથી ભાવતી બેડી રેશમી,
રૂપેરી ઝરતાં હોય પાણી,
તો તે પીવા હું દુ જાન તન.
શેઠાણી—ઉડાવ પક્ષી તાહરી પાંખ,
શું કામ બેઠો છે ઢાંકી આંખ,
ઉભાં કર પીછ, હલાવ શરીર
ને કા, કા, કાઆથી કર ગોંધાટ.
પક્ષી—છે મુજને વાહલું તેજ મકાન,
જયાં ગીચ ઝાડીમાં ખીલતાં પાન,
પવનથી હીલતાં લે શુરતાન,
ને ખુશ પાથરે ફુલોના પમરાટ

આ સઘળું લખાયા પછી પ્રશ્નો ઉઠે છે કે, ત્યારે અમો ખાઇએ શું ? જો માંસનો ત્યાગ કરીએ તો હમો તદ્દન નબળાં બની જઇએ ને વિના કારણે મંદવાડ ભોગવીએ. અલબત સવાલ ખરોછે, પણ માંસ ખાવાથીજ શરીર ટકી શકે એ કુદરતનો કાયદો નથી. તંદુરસ્તી જાળવવા કુદરતે જે કાયદા રચેલા છે, તે પ્રમાણે માનવી ચાલે નહિ, અને પછી તેનો વાંક કાઢવો એ કેવળ મુર્ખાઈછે. ઘણા. માંસાહારીઓના આવા પ્રશ્નથી "જીવદયા મંડળી"એ એક પુસ્તક* એ બાબેનું બહાર પાડયું છે, જે વાંચવાની હું અરજ કરૂં છું.

* અન્નફળ શાકનો ખોરાક બનાવવાની સરળ રીતો. ભા ૧ લો

## દુધના ગુણો.

કુદરતની પેદાયશમાં હલકામાં, હલકોને સાદો, સદ એવો જો એકાદ ખોરાક હોય તો તે માત્ર દુધ છે. એના જેટલી બીજી કોઇપણ પોષણકારક ખોરાકની ચીજ નથી. અમુક જાતના ખોરાકની ચીજ અમુક દેશના લોક વાપરેછે. પણ તે ચીજ બીજા અમુક દેશના લોક વાપરતા નથી. અમુક જાતની ચીજ એક પ્રદેશમાં અમુક વખતે વપરાતી પણ હાલ તે ચીજ ત્યાં વપરાતી નથી. પરંતુ દુધ માટે તેવું કશું નથી. દુધ એ એક એવા પ્રકારનો ઉમદા તથા સર્વમાન્ય પૌષ્ટિક ખોરાક છે, કે આખી દુનીઆનાં તમામ લોકો કોઇ પણ જાતના ભેદ અને અણગમા વિના પરાપૂર્વથી કાદીકદમીથી જન્મથી અંતપર્યંત તેનો છુટથી ઉપયોગ કરતા આવ્યા છે.

પાચન થાય તેટલા પુરતાં દુધનો ઉપયોગ કરનાર હૃષ્ટ-પુષ્ટ બળવાન અને દીર્ઘાયુષી થાય છે. શરીરના પોષણ માટે જોઇતાં પાણી, ચરબી, સાકર, ઘી, ખાર, વગેરે તમામ તત્વ ન્યુનાધિક પ્રમાણમાં કુદરતે તેમાં મુકેલા છે, તેથી દુધ એ પૂર્ણ ખોરાક છે. કોઇ પણ માનવી, બીજી કોઇપણ જાતનો ખોરાક ન લેતાં માત્ર દુધ ઉપરજ અમુક મુદત સુધી કે આખી જીદંગી સુધી પોતાનો ગુજારો કરવા ધારે તો તે તેમ ખુશીથી કરી શકેછે.

દુધ એ સહેલાઇથી પાચન થઇ શકેછે તેમજ તે સહેલા-ઇથી તથા સસ્તામાં જ્યાં ત્યાં મળી શકેછે. દુધ એ બાળક, યુવાન, ને વૃદ્ધ, તેમજ સ્ત્રી અને મરદને, એક સરખી રીતે તન્દુરસ્ત સ્થિતિમાં, તેમજ માંદગીમાં પણ બહુ ઉપયોગી થઇ પડેછે, અને તેથીજ દુધ એ અનન્ય ઓષધ તેમજ એક

પ્રકારનું અમૃત પણ ગણાય છે. તનને સારી રીતે ટેકવી રાખવા, તથા જીદંગીને લંબાવવા તે એક આશીર્વાદ સમાન ઉત્તમ ચીજ છે. માટે પ્રત્યેક મનુષ્ય પોતાના ખોરાક તરીકે દુધ પણ વાપરે એ તેમની આરોગ્યતાને માટે ઘણુંજ અવશ્યનું છે.

કેટલાક દુધ વેચનારા દુધમાં પાણી નાખી ભેળસેળર્યું દુધ લાવે છે માટે જાતિ તલાસ હેઠલ દુધ લેવું એ તેને માટે ફાયદા કારકછે. વળી યુરોપ ને અમેરિકાના દેશોમાંથી ટીનના દાબડામાં દુધ બંધાયલું આવેછે; એ પણ વાપરવું નુકસાન કારક છે, કારણ વાસી દુધ સાથે રોગીષ્ટ દુધ કવચીત હોવાના સબબે સામાં માણસની તંદુરસ્તી બગડવાનો સંભવ છે. માટે બનતાં સુધી દેખરેખ હેઠળ ખાસ કઢાવેલું દુધ વાપરવું એ સલાહભર્યું છે.

## પશુ પાલનની અગત્યતા,

ઉપરની હકીકતો પરથી વાંચક જોઈ શકશે કે માણસ હાથે કરીને, પોતે પોતાના હાથે દુ:ખમાં પડે છે. એમાં કુદરતનો જરાએ દોષ નથી. પણ હજી પણ તેનો વખત વહી ગયો નથી. આજથીજ એવી કેફી વસ્તુઓ અને જીવહત્યા તજી દો તો તમે ખરેખર શરીરે, મને, અને તને સુખી રહી શકશો. પોતાની સુખાકારી માટે બિચારાં નિરદોષ પ્રાણીઓની કતલ ચલાવવી એ સુખમાં નહિં પણ દુ:ખમાં રોયા બરોબર છે. માટે જેમ તમો તમારાં બાળને જેટલા પ્યારથી ચાહો છો તેટલાજ પ્યારથી પ્રાણીને પણ ચાહો, તેની બરદાસ પાલણ કરો. કારણ—

ગમે તેમ રમે કોઇ સમે મન ભમે ત્યારે,
દયા તજી પ્રાણીને પરોવી શુળમાં;
કાં તો પગ તોડે પછી છોડે, કાં તો આંખ ફોડે,
કાં તો મારે જોડે કે હથોડે દાટે ધુળમાં;
એવો અનર્થ કરે અર્થ વિનાનો અતી,
અકલ વિનાનો આગ મેલે ઝાડ મુળમાં;
તજો તમે તેવાં પાપ ઇશ્વરથી ડરી આપ,
પ્રભુ પ્રીતે ધારો પ્રેમ પ્રાણીઓના કુળમાં.

(ક. દ. ડા.)

એક બાયડીએ એક નાનું સસલાનું બચ્ચું વેચાતું લીધું. ને તેની ટેવ ને તેનાં લક્ષણ જોવા તેને પાલ્યું. સસલી નાની હોવાથી હાથે ખાઇ પી જાણતી ન હોતી. એટલે તે બાઇએ તેને તેમ ખાતાં શીખવ્યું. ને પછી રમતાં ચાલતાં પણ શીખવ્યું. જ્યારે સસલું મોટું થયું ત્યારે તે બાઈ પોતાની નાની કુતરીને તેની પાસે તેડી ગઈ. પ્રથમ તો કુતરીને સસલું એક બીજાને જોઇ બીધાં, પણ પાછલથી હળી મળી ગયાં ને બન્ને સાથે રમવા લાગ્યાં. એક દિને બાઈને કંઇ જવાનું થયું ત્યારે તે બન્નેને ઘરમાં એકલાં મુકી ગઈ. આ પછી થોડે દીને તે બાઇ આવી. બાઇનો સાદ પારખતાંજ સસલી દોડી આવી ને તને વહાલથી વલગી પડી. આ વાત પરથી આપણને માત્ર એટલુંજ જાણવાનું છે કે સસલાં સરખું પ્રાણી પણ ઉપકાર ભુલતું નથી અને હૃદયના જે ભાવો મનુષ્યોમાં હોય છે તેજ ભાવો જનાવરોમાં પણ હોઇ શકે છે માટે આપણે તેમના ઉપકારના બદલામાં તેમની ઘટીત પરવરી કરવી જોઇએ.

**પ્રાણીઓના ઉપકાર**

માણસ પ્રત્યે પ્રાણીઓના ઉપકાર તો અસંખ્ય છે; પણ તેઓ તેની યાદ ક્યાં કરે છે? જીભલીના સ્વાદ ખાતર, પોતાના માની લીધેલાં સુખ ખાતર અને પોતાના ખોરાકને અર્થે એક ઇનસાન નિરદોષ પ્રાણીની કતલ કરાવી તેનું માંસ ખાય; એ પ્રાણીઓ પર કંઇ થોડો જુલમ છે? પણ તેનો હવે અંત આવવોજ જોઇએ! જેઓ માંસ ખાતાં નથી તેઓએ એ માટે બહાર પડવું જોઇએ, ને સ્થળે સ્થળેએવી મંડળીઓ સ્થાપી ત્યાંના લોકોને માંસ ખાતાં અટકાવવા માટે જાહેર ચોપડીઓને લેકચરો દ્વારા જ્ઞાન ફેલાવવું જોઇએ.

ઇતીહાસ ઉપર આપણે નજર ફેંકીએ છીએ, ત્યારે કંઈ સેંકડો વર્ષ ઉપર થઇ ગયલા આપણા પ્રાચીન આર્યોની એવી પણ એક સ્થિતી હતી, કે જે વેળા તેઓ શિકાર કરી પ્રાણીના માંસથી પોતાનાં પેટ ભરતા હતા પણ તેઓ એ સઘળુ અજ્ઞાનના પ્રબળે કરતા હતા. કારણ જ્યારે તેઓ તેનું પાપ સમજતા ગયા ત્યારે ધીમે ધીમે પ્રાણીની કતલ બદલ તેમને પાળવાની પ્રવૃત્તિ થઇ અને આવી રીતે કરવાથી તેમનામાં દયા ઉત્પન્ન થઇ. પહેલાંની જંગલી પ્રકૃતી દુર થઇ અને કોમળતા, મૃદુતાને સૌમ્ય ભાવ ઉત્પન્ન થયાં. તેઓ યત્ન પૂર્વક પ્રાણીઓનું પાલણ કરવા લાગ્યા. ગાય વગેરે પ્રાણીઓની ચરવાની જમીન તેઓનું રાજ્ય, પાળેલા પશુ તેમનું ધન, જંતુઓને ઉછેરવાનું કામ તેમની ફરજ, અને તેમના દુધ દહીં એ તેમનો ખોરાક અને મોઝમઝા થઈ પડી. પણ આપણે જો એ સઘળાનું મહત્વ સાંભળીએ તો તે આજ છે કે—

न इदृशं संवननं त्रीषु लोकेषु विद्यते ।
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक्॥

અર્થ:-સર્વ પ્રાણીના પ્રતિ દયા, મૈત્રી, દાન અને મધુર વાક્ય, એ ચારના જેવું વશીકરણ ત્રિભુવનમાં બીજું કાંઇ નથી.

એક જંગલી આદમી પણ ઉપકારનો બદલો ભુલતો નથી, તો માંસખાનારાંને શરમાવા જેવું છે કે તેઓ જ્ઞાની છતે નિરદોષ પ્રાણીની ઉપર છરી ફેરવાવી તેનું માંસ ખાય છે. જો આપણે ઉપકાર પર અપકાર કરીએ તો એ વાચા વિનાના પશુ કરતાં બી ઉતરતી પંકતીના આપણે ગણાઇ શકીએ. જે પ્રાણીઓ તમારા ઉપયોગમાં આવે તેનું પાલણ કરો, ને તેનાં સુખ દુઃખમા તમે સુખ દુઃખ માનો. કેટલાક રાજમાં એવો એક કાયદો છે કે ત્યાં જો નવો રાજા વા કવચીત્ એવો મહા તહેવાર આવે છે, ત્યારે પ્રાણીના ભોગ આપી પોતાને પુન્ય થયું માને છે. પણ એવા આદમીઓ કુતઘ્ન છે. કેમકે તેમનું પાપી અંતકરણ તેમના ઘોર કર્મને માટે તેમને છેવટે છટકા ભરી તે યાદ કરાવે છે. “As You Sow so You reap” ની કહેતી મુજબ પછી અંતે અપકીર્તિનો ગાંસડો બાંધી, નિરદોષ પ્રાણીઓની હાય અફસોસથી કમોતે મરે છે. માટે ઓ માનવી તું આજથીજ પ્રાણી પ્રત્યે ઉપકાર કરતાં શીખ। કારણ—

ગુણકો ન જાણે કોઈ–ગુણી ન કહાવે
મયેલ તનકા ધોવે પાણી–ધોવે ધોવે જાવે;
મનકા મયલ ધોયે સિવા–હરિ ન પુજાયે.
સુરમે સાજ નહિ મીલો–સુર કયેસો પાવે.
તાલ ચાલ રાખોના–તો બાલ કોણ ગાવે,
તેજ ધાર શસ્ત્ર રાખે–ઝમક પાણીદાર હય.

ન કો વીર હોતો, પેચ કોણ લાવે,
રંગ જગમે ભારી રહ્યો-કોઇ ખ્યાલ ગાવે.
કોઇ માલ સમજે ન-તો "હસમ" કયા સુનાવે.

પ્રાણીઓને શા માટે કાપી ખાઇ જતા હશે? એનુ કારણ હજુ સુધી કોઇ ચોકકસ આપી શકયું નથી; છતાં ધર્મને નામે તે ખવાય એ એક મારી અચરતી છે. કુદરતનો કાયદો એમ કહેતોજ નથી કે, પ્રાણીઓને મારી નાખી આપણે ખોરાક ખાવો! પારસી ધર્મ મુજબ એમ કહેવાય છે કે જ્યારે ઈશ્વરે આ જગત્ પેદા કર્યું, ત્યારે પહેલ વહેલી જે ચીજ પેદા કરી હતી તે વનસ્પતિજ હતી. આ ઉપરથી સહેજે ખ્યાલ થઇ શકે છે કે તે દયાળુ ઇશ્વરે મનુષ્યને પેદા કરવા અગાઉ વિચાર કરીનેજ આપણા જીવન અર્થે વનસ્પતિનો ખોરાક બનાવ્યો.

આ પછી મનુષ્યને પેદા કરવામાં આવ્યાં જેમાં કુલ પ્રાણીઓને બી તેણે પેદા કર્યાં. આ ઉપરથી કોઇ એમ તો કહી શકશેજ નહિં કે તે પ્રાણીઓને મનુષ્યના ખોરાક અર્થે પેદા કર્યાં!!

જગત્માં એવાં ઘણાં પ્રાણી છે જેની કદર આપણે જરાબી બુઝતાં નથી. આર્કટીક સમુદ્રનું "રેનડીયર" નામનું એક હરણ છે; તે મજબુત બાંધાનું, ટૂંકા પગોનું પ્રાણી છે, જે ત્યાંની ઉત્તર એશીયાની સમોઇડીઝ તથા ત્યાં વસ્તી બીજી પ્રજાઓને ઘણું ઉપયોગનું છે. આ રૈનડીયર પ્રાણી બરફપર ચાલતી ગમે એવી મજબુત ગાડી પણ ખેચી શકે છે. એનું દુધ તેમજ મરણ પછીનું તેનું ચામડું લોકોને ઘણું ઉપયોગી

થઇ પડે છે. ટુંકમાં જો એ પ્રાણી ત્યાં ન હોય તો લોકો તેના વિના જરાબી જીવી શકે નહિ.

મનુષ્યને નિમકહલાલ નિવડનારા ઉંટ, વિષે તો વાંચકને વધારે કહેવું પડે એમ નથી, જે રેતીના રણમાં આખો દિન તેના શેઠને સાચવે છે. અરબ પ્રજા આજ પ્રાણીપર ઉત્તરે છે, ને તેઓ ખજુર ને તેનાં દુધ ઉપરજ પોતાનો ગુજારો કરે છે.

ટીબેટ બાજુ યાક (Yak) નામનું પ્રાણી વસે છે, તે પણ મનુષ્યને ઘણું ઉપયોગી છે. સાધારણ રીતે એમ કહેવાય છે કે તેના દુધમાંથી સૌથી સરસ માખણ બને છે અને તેના શેઠને એકી વખતે દિવસમાં વીસ માઇલ સુધી લઇ જાય છે. માત્ર આ થોડાજ દાખલાથી, પ્રાણીઓ માણસને કેટલાં ઉપયોગી છે, તેનો ઝાંખો ખ્યાલ થઇ શકે છે. જે કામ માણસ કરી શકતાં નથી, તે કામ વાચા વિનાના પ્રાણી કરી શકે છે; ને આવી રીતે તેઓ આપણા એક મદદનીશ જેવાં આ અવનિમાં તેઓ જન્મેલાં છે, છતાં મનુષ્ય તેને વિના વાંકે હરેક રીતે દુઃખ દે, ને તક મળવે તેને કાપી ખાઇ પણ જવામાં આવે, એ કેટલું અફસોસ કારક છે!

* આપણા ભાઇબંધ પ્રાણીઓ પણ હવે ધીમે ધીમે અજ્ઞાનતાની હદમાંથી બહાર આવતાં જણાય છે, ને તેમાં પણ કોઇ વાંધો લઇ શકશે નહિ. એવા કેટલાક આત્મીક બુદ્ધિવાળા આજ પુરૂષો છે જેઓ પ્રાણીઓને પોતાના જાતિ ભાઇબંધ લેખવા તૈયાર છે. ડો. વુડસ હચીનસન (Dr. Woods

---

* "ફુરસદ" પુસ્તક ૩૩. અંક આઠમો (પેજ—૪૫૪)

Hutchinson ) " જનાવરોના લગન " નામના પોતાના એક જાણુવા જોગ વિષયમાં લખે છે કે: The more closely we study animals, the less we feel disposed to boast of our superiority ;' એટલે કે " જેમ જેમ આપણે જનાવરોનો અભ્યાસ કરીએ છીએ તેમ તેમ આપણાં ચડી-યાતાંપણાંની મગરૂરી લેતાં આપણને આંચકી લાગે છે વળી ઇગ્લાંડનાં જાણીતાં ધી " રીવ્યુઝ " નામના ચોપાન્યાંના એક અંકમાં પણ " એક શીખેલો ઘોડો " ના મથાળાં હેઠળ નીચલું જાણવા જોગ લખાણ આવ્યું છે:—

" બરલીન ખાતે ડરકલુગ હાન્સ અથવા ' હુશ્યાર જોન ' ( Clever john ) નામનો એક ઘોડો છે, જે વિચાર કરવાની ઘણી અજબ જેવી શકિત ધરાવે છે. આ ખુલાસો બેવકુફી ભર્યો લાગે છે. પણ જનાવરી વિદ્યના ચુનંદા ગ્રહસ્થોનું બનેલું એક કમીશન એ વાતની સચ્ચાઈ સાબેત કરે છે. એ વાત બરલીનના હરવોન એકસટન નામના ગ્રહસ્થ તરફથી જાહેરમાં મુકવામાં આવી છે. આજ ચૌદ વર્ષ થયાં તે જના-વરોની પ્રેરણા બુદ્ધિ ( Instinct of Animals ) ની શોધમાં ગુંથાયો છે, ને ચાર વરસની વાત ઉપર તેણે સત્તાવાર જાહેર કર્યું કે એક રશ્યન ઘોડો, જે તેનાં હાથમાં હતો, તે વિચાર કરવાની શકિત ધરાવે છે. ત્યાર બાદ તેણે તે ઘોડાને દરરોજ એકેક કલાક તાલીમ આપીને એક ઉંચામાં ઉંચી ફતેહ સે હાથ કરી શકયો છે. તે પોતે એક રીટાયર્ડ સ્કુલ માસ્ટર છે, અને જે પ્રમાણે શરૂઆતમાં નિશાળમાં કેળવણી અપાય છે, તેજ મુજબ પોતાના ઘોડાને તેણે શિક્ષણ આપવા માંડયું. આ શિક્ષણમાં તેણે બોર્ડ, ચોક, દાણાને રંગ વિગેરેનો ઉપ-

યોગ કર્યો, ને તે ચાલાક જનાવર અતિઘણી હુસ્યારીથી સઘળું સમજવા લાગ્યું. તે પોતાને મળેલી તાલીમમાં સરવાલા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકારના હિસાબ શીખી ગયું છે!! અને હાલમાં તે ઘોડા ડેસીમલ (Decimal) અને ત્રીરાશી (Rules of three) શીખે છે!!!

કમીશનની બેઠક પછી તે અગાઉ જે એ વાતનો શક બતાવવામાં આવતો હતો તે હવે તમામ દુર થયો છે. આ બરલીનના ગ્રહસ્થનો પ્રમાણીક મત છે કે જનાવરોને બક્ષવામાં આવેલી વિચાર શકિત જો સંભાળથી ખીલવવામાં આવે તો તેઓ શીખી શકે એમાં નવાઇ નથી. એ ગ્રહસ્થના મોટા હિમાયતી તરીકે વળી એક બીજો ચુનંદા જનાવરવિદ્યાનો અભ્યાસી મી. હેર સ્કીલીંગસ નીકળી આવ્યો. છે. આ આસામીને જનાવરોની જીંદગી બચાવવા માટે International Conference જે લંડન ખાતે મળી હતી તેમાં ખાસ સામેલ કરવામા આવ્યો હતો, અને કહે છે કે પેલો ઘોડો આ ચુનદા અભ્યાસીનું કોઈપણ ફરમાન વગર ઢીલે બજાવી લાવે છે. આગલ અભ્યાસીઓ એવો મત રાખતા હતા કે વાચા, સમજશકિત હોવાની નિશાની છે, અને જેઓને વાચા નથી તેઓ સમજશકિત પણ ધરાવતાં નથી; પણ હાલની આગલ વધેલી શોધોથી આ મત જમીનદોસ્ત થયું છે. વિદ્વાન હેકલ એક મુંગાં બહેરાં આદમીની ઘણી ઉંચી સમજશકિતનો દાખલો આપે છે. તે કહે છે કે જનાવરો પોતાના અવાજને વાતચીતમાં લાવી શકતાં નથી કારણ કે તેઓના અવાજના તારો ઘણા નબળા અને અધુરા છે; પણ જ્યારે નીશાનીથી મુંગાંઓ વાતચીત કરી શકે એવી શોધ કરી

છે તો આપણે પુછીશું કે તે જનાવરોને પણ વાચા શા માટે ન આપી શકે?

બુકનર માને છે કે જો જાનવરોને વાચા આપવામાં આવે તો તેઓ પુરવાર કરી આપે કે તેઓને પણ સમજશકિત છે. જોનબરો, જેણે જંગલમાં રહી જનાવરોની જીંદગીનો ખાસ અભ્યાસ કર્યો છે, તે કહે છે, કે, જનાવરો વિચાર કરી શકે છે, મત બાંધી શકે છે, અને ચુકાદો પણ આપી શકે છે, પણ તે માને છે કે તેઓનું અજ્ઞાનપણું તેઓની સમજશકિતને એટલું ઢાંકી નાખે છે કે તેઓ આપણી નજરમાં તેથી તુચ્છ માલમ પડે છે. એક ગાય જ્યારે તેનું બચ્ચું મરી જવાથી ખસેડવામાં આવ્યું કે દુધ આપતી અટકી ગઇ, પણ પેલાં બચ્ચાંનાં ખાલી ખોખાંમાં ઘાસ ભરી તેની નજદીક પાછું લાવવામાં આવ્યુ. એટલે ગાય ફરી દુધ આપવા લાગી, અને પેલાં શરીરનું ખોખું ફાટીને વિખેરાઇ ગયું છતાં ગાય તે તરફ મહોબત બતાવતી અને તેને બચાવવા અતિ હુશ્યારીથી કામ લેતી. વળી એક ઘોડા માટે એવું કહેવાય છે કે તે એક પુરાણી તોપને જોઇ ચમકયો, અને તેણે જંગલ તરફ નાસવા માંડયું, પણ એક પાણીનો ઉંડો કુવો જોઇ થોભી ગયો; જે કુવાની મુસાફરોને પણ ખબર ન હતી! એજ મુજબ શાહમૃગ માટે કહેવાય છે કે તે પોતાના ઇંડાંને સુર્યના કિરણોમાં મુકે છે, અને તેને ઉભું મુકી થોડી રેતી તેની ઉપર નાંખે છે, એવી રીતે કે અંદરના જીવને કિરણો મુદ્દલ લાગે નહિ. આ ઉપરથી માલમ પડે છે કે શાહમૃગ જેવું પ્રાણી પણ તે ઇંડામાં રહેલો જીવ જાણે છે અને જેમ એક માતા પોતાના બાળની સંભાળ લેય તેમ સંભાળ લેવાનું તે પણ જાણે છે.

આ થોડા દાખલાથી જનાવરોમાં વાચા િવાય સમજશકિત છે તેનો કંઇક ઝાંખો ખ્યાલ આપણને થઇ શકે છે

યુરોપનાં સુંદર 'એન્ટીલોપ, જો કે બહુ બ્હીકણ જનાવર કહેવાય છે, છતાં પોતાનાં બચ્ચાંના બચાવ અર્થે તેઓ વિકાળ વરૂની સામે પણ થવાને ચુકતાં નથી. અને પોતાના પગો વડે ઝાડીઓને ખુંદી નાખી પોતાનાં બચ્ચાંને માટે પારણું (Cradel) જેવું બનાવે છે જેમાં પોતાની તેજ 'બેયોનેત' નો ઉપયોગ કરે છે. તેમજ એ જનાવર પોતાનાં બાળ બચ્ચાંના બચાવ અર્થે અણીદાર શીંગડાં કામે લેય છે, ને એ વાત જગજાહેર છે. આ એન્ટીલોપ સાથે વળી એક બીજું પક્ષી રહે છે, જે પોતાનો માળો ઝાડીઓમાં બાંધે છે, તે લગભગ એક કિલ્લાનેજ મળતો આવે છે. તેની આસ-પાસ તે શ્યાણું પક્ષી ઝાડીના કાંટા ગોયા ભાલાની માફક ગોઠવે છે.

પેરીયર ( Perier ) માને છે કે જનાવરોની Psychology તેઓના કામો અને ફરજો પરથી ઉકેલાઇ શકાય છે, અને અત્યારતક સાયન્સ યા દાખલાઓથી એ બાબત ખુલ્લી થઇ શકતી નથી. કીડ ( Kidd ) કહે છે કે રખડતાં જાનવરો ( Migratory animals ) હવા અને રોશનીના કેટલાક કાયદાઓ જાણે છે. એ રીતે ફીલસુફો અને સાયનટીસ્તો બે ભાગમાં વહેંચાઇ ગયા છે, જેથી કોઇપણ ખાત્રી પૂર્વક નિર્ણય ઉપર હાલ તુરત આવવું લગભગ અશક્ય થઇ પડે છે. હાચત તુપલેત ( Hachet Teuplet ) કહે છે કે જનાવરો પોતાનાં બચ્ચાંને કેળવે છે, તેમજ તે બચ્ચાંઓ વિચાર કરી

શકે છે; અને જેમ આપણાં બચ્ચાંઓ સોબતથી શીખે છે, તેમ તેઓ પણ શીખતાં માલમ પડે છે; છતાં તેઓની સમજવાની શકિત ( Comprehension ) બહુ નબળી છે. ગારનર ( Garner ) જેણે કોન્ગો ખાતાના વાંદરાઓને કેળવ્યા છે તે પણ એજ મતને ટેકો આપે છે. જોનબરો લખે છે કે, જનાવરોની સમજશકિત શરૂઆતમાં શરીરની હદમાંજ સંકોચાઇ રહેલી હોય છે, અને પછી તેમાં મોટો વધારો થાય છે. ડ્રીચ ( Driesch ) જો કે જનાવરોની સમજ જેવી ચીજ માનતો નથી, છતાં પણ તેનો મત આ છે કે, તેઓની હીલચાલ કેટલેક દરજજે માણસનાં મન જેવી લાગે છે. હેચેત–તુતલેત જેના મતો આપણે ઉપર વાંચ્યા છે તે માને છે કે કેળવણીથી તેમની સમજશકિત ખીલવી શકાય એમ છે!

આ ઉપરાંત વાંદરાં જેવી અજ્ઞાની જાનવરી જાત, પણ કેટલીક એવી હોય છે, જેઓ માણસ પેઠે કામ કરે છે. તેમાના કેટલાંક તો ઘરો બાંધીને પણ રહે છે. શુ આ ઉપરથી તમને પ્રાણીઓના ઉંચ ભાવોનો ખ્યાલ થઇ શકતો નથી? જો ઇશ્વરે મનુષ્યના ખોરાક અર્થેજ પ્રાણીઓ પેદા કર્યાં હતા; તો તેઓ આવાં બુદ્ધિમાન હોઇ પણ શકતે?

પણ એ સઘળુ જાણુવા માણસ અને પ્રાણીઓનાં ભેજાંનો અભ્યાસ કરવો જોઇએ. સાધારણ રીતે વાંદરાનું ભેજું માણસાઇ ભેજાંને મળતુ આવે છે, જ્યારે સસલાનું બહુ નાનું હોય છે; પણ ભેજાંમાં ફેરફાર એટલો તો ધીમો થાય છે કે હજારો વર્ષ પછી જાણી શકાય એટલો ફેરફાર માલમ પડે છે. પ્લીની એક રમુજી દંતકથા છે કે એક વેળા એક રોમને કંઈ વર્ષો સુધી એક કાગડાને પોતા પાસ રાખી તેની સમજશક્તિની

શોધ કરવા માંડી. તે મરી ગયો અને વારસામાં પોતાના બેટાઓને આ શોધ આગળ ચલાવવા કહી, પણ અફસોસ! તેઓએ તેમ થોડાં વર્ષ કોશીષ કરી; ને અંતે કંટાળી જઇ તેને કાપી નાખી ભક્ષ કરી ગયા! મગર હવે જેમ જેમ જમાનો વહેતો જાય છે તેમ તેમ ખરી સચ્ચાઇ બહાર ધીમે ધીમે પડે છે. ખચ્ચીતજ આપણે પશુઓને તેઓની ખરી સ્થિતિમાં ત્યારેજ સમજી શકીશું કે જ્યારે આપણે તેમની સભાળથી પરવરસી-રાહબરી અને પાસબાની કરી શું, જે વિષે પાક અવસ્તામાં બાઇબલમાં ને હિંદુ શાસ્ત્રોમાં સ્થળે સ્થળ ફરમાંનો છે.

વાંચનાર, ઉપરની હકીકતોનો પુરો ખ્યાલ તમો કરશો તેમ હું ખાત્રીથી માનું છું. પ્રાણી માત્રની ઉપયોગિતા, તેને પેદા કરવામાં જગકર્ત્તાનો હેતુ, અને સમજદાર સશકત ઇન્સાન તરીકે આપણા ઉપર રહેલી વધારે જવાબદારી એ બધાંનો વિવેકથી વિચાર કરી પછી પશુઓ તરફની હાલની આપણી બેપરવાઇ કેટલી અણઘટતી ગણાય તેનો ખ્યાલ તમો બાંધશો. આપણે આપણાં સારાં નઠારાં કર્મનું ફળ ભોગવવુંજ પડશે તે પણ ધ્યાનમાં રાખવું ઘટે છે. ઇશ્વરે બક્ષેલી સમજદાર ઇન્સાન તરીકેની જીંદગીને, બિચારાં લાચાર પશુ પંખીને ત્રાસ આપવા કે મારીને ખાઇ જવા જેવાં અધમ કામમાં પસાર કરવાને બદલે, તે નિર્દોષ પ્રાણીઓનું પાલન કરી તેમને વધારે સુખરૂપ જીવન ગાળતાં કરવામાં પસાર કરવાથી, તેઓના આશીર્વાદ મળશે અને પ્રભુ પ્રસન્ન રહેશે, જેથી તમારૂં સર્વથા કલ્યાણ થશે. તો તેમ કરવા મારી નમ્રપ્રાર્થના છે.



## મુંબઈની શ્રી જીવદયા મંડળી તરફથી
## પ્રસિદ્ધ થયેલું જીવદયાને લગતું
## અંગ્રેજી સાહિત્ય.

| | Name | Author | Price |
|---|---|---|---|
| 1 | Cattle Problem in British India | Maganlal M. shah. | 0-2-0 |
| 2 | Humanitarianism in India | U. K. Oza | 0-2-0 |
| 3 | Testimony of scriptures against animal scritice. | J. N. Manker. | 0-1-0 |
| 4 | Effect of butcher's meet on human Body | Charles W. forward | 0-1-0 |
| 5 | Food; a plea for serieous consideration | Nina H. Hosali | 0-0-6 |
| 6 | Cow protection under muslim rule | Dr. Syed Mohomed Ph. D | 0-0-6 |
| 7 | Some reasons why Vegetarian diet is preferable | J. N. Mauker | 0-0-6 |
| 8 | Against Animal sacrifice.... | | 0-8-0 |
| 9 | Horrors of cruelty to animals.... | | 0-8-0 |
| 10 | Brutal treatment of animals... | | 0-8-0 |
| 11 | Vagetarian Diet.. | | 0-8-0 |

નોટઃ— આ ઉપરાંત વિલાયત અમેરીકામાં પ્રસિદ્ધ થયેલું આ વિષયને લગતું ઘણું ઉપયોગી સાહિત્ય મંડળીમાંથી મળી શકશે. પ્રચાર અર્થે સામટી નકલો લેનારને સારૂ કમીશન મળશે. લખોઃ—

ઓનરરી સેક્રેટરી શ્રી જીવદયા મંડળી.
૩૦૯ શરાફ બજાર મુંબઈ નં. ૨

## માંસનો ખોરાક ન ખાવાના કેટલાંક કારણો.

૧ ઇશ્વરે મનુષ્યને માટે માંસનો ખોરાક નક્કી કરેલો નથી. અને તેથી માંસનો ખોરાક ચાવી અને પચાવી શકાય તેવાં માંસાહારી પ્રાણિઓને મળતાં આવતાં અવયવો અને ખાસ કરીને દાંતો મનુષ્યોને આપેલા નથી.

૨ માસનો ખોરાક પચવામાં ઘણોજ કઠણ છે. અને મનુષ્યો તે પચાવી શકતા ન હોવાથી ઘણાં ભયંકર દરદો જેવાં કે એપેન્ડીસાઈટીસ, કેન્સર (નાસુર) જલંધર, સંગ્રહણી, ટાઈફોઇડ તાવ ક્ષય વીગેરે ઘણાં ચેપી અને જીવલેણ દરદો લાગુ પડે છે.

૩ માંસનો ખોરાક બીચારાં પ્રાણિઓનાં ગળાં કાપીને મળતો હોવાથી, તે ખાનારાઓની નીતિ ઉપર અને ધર્મભાવના ઉપર ઘણી માઠી અસર કરે છે.

૪ દરેક ધર્મના ધર્મગુરૂઓ, પાદરીઓ, ધર્માચાર્યો અને વિદ્વાન અને અનુભવી માણસો માંસનો ખોરાક ખાવાની સાફ મના કરે છે. અને વિદ્વાન ડાકટરો અને શરીર શાસ્ત્રીઓએ ખાસ અખતરાઓ કરી સાબિત કરી આપ્યું છે, કે આ ખોરાક તદ્દન નુકશાન કારક છે.

૫ આર્થિક દ્રષ્ટિથી વિચારતાં, માંસનો ખોરાક મોંઘો પડે છે. અને વળી જે ઉપયોગી જનાવરોને ખોરાક ખાતર મારી નાખવામં આવે છે, તે જનાવરો જીવે તો ખેતીવાડીમાં ઉપયોગી થઇ દુધ ઘી વીગેરે પુરાં પાડી અસંખ્ય માણસોનું પોષણ કરી શકે છે.

**વધુ વિગત માટે જીવદયાનું સાહિત્ય શ્રી જીવદયા મંડળીમાં લખવાથી મળી શકશે.**

**લી०**

**જયન્તિલાલ એન. માન્કર.**

**આસીસ્ટંટ સેક્રેટરી—મુંબઈની શ્રી જીવદયા મંડળી**

**૩૦૯ શરાફ બજાર મુંબઇ ૨**